# મહાકવિ કાલીદાસનાં

# નીતિ વચનો

સાડા ત્રણ આના

બાલ સાહિત્ય પુસ્તક ૯મું.

મહા કવિ કાલીદાસનાં

# નીતિ વચનો

[બાલોપયોગી]

સંગ્રહ કરનાર:—

પ્રસન્નવદન છબીલારામ દીક્ષિત.

પ્રકાશક:—

બાલ સાહિત્ય પ્રકાશ મંદિર.

મોટી દેશાઇ પોળ,—સુરત.

સંવત ૧૯૭૮] પ્રથમાવૃત્તિ [ઇ. સ. ૧૯૨૨

મૂલ્ય ૦-૩-૬.

# પ્રસ્તાવના.

અત્યાર સુધી 'બાલસાહિત્ય' પ્રકાશ મંદિર તરફથી વાર્તાઓજ પ્રકટ કરવામાં આવી છે. તેમાં પણ મોટે ભાગે અંગ્રેજી વાર્તાઓના અનુવાદ છે. આપણા પુરાણા સંસ્કૃત સાહિત્યમાંથી પણ બાલોપયોગી વાચન ઘણું મળી શકે તેમ છે, એટલે તેમાંથી બની શકે તેટલું બાલોપયોગી વાચન ગુર્જર બાલકો માટે પ્રકટ કરવાની ઇચ્છા પણ અમારી હતીજ. આ પુસ્તક તે પ્રયાસના આરંભરૂપ ગણાશે.

મહાકવિ કાલીદાસના નામથી તો ભાગ્યેજ કોઇ અજાણ્યું હશે. સંસ્કૃત સાહિત્યમાં તેઓ સૌથી ઉત્તમ કવિ ગણાય છે. તેમની અપૂર્વ-ઉત્તમ-કૃતિઓમાંથી બાલોપયોગી વાનગીયો બાલકોને ઘણી ઉપયોગી થઇ પડશે એમ ધારી આ પુસ્તક પ્રકટ કર્યું છે.

રા૦ પ્રસન્નવદન દીક્ષિતે આ પુસ્તક તૈયાર કરી આપ્યું તે માટે તેમનો ઉપકાર માનવામાં આવે છે.

અમારા સન્મિત્ર રા૦ ચુનીલાલ રામચંદ્ર શેલત આ બાળ સાહિત્યની પ્રસિધ્ધિના કાર્યમાં મદદ કરી રહ્યા છે તે માટે તેમનો પણ આભાર માનવો ઘટે છે.

બાલસાહિત્ય પ્રકાશ મંદિર,
મોટી દેશાઇ પોળ, સુરત
તા૦ ૧૬-૯-૧૯૨૨

પ્રકાશકો.

# મહાકવિ કાલીદાસનાં નીતિવચનો

## રઘુવંશ

### પ્રથમ સર્ગ

(૧) (સ. ૧; શ્લો. ૧૦)

"સોનું ખરું છે કે ખોટું છે, તેનો નિર્ણય તેને દેવતામાં તપાવવાથીજ થઇ શકે છે." અહીં કવિની મતલબ એ છે કે કોઇ પણ પ્રાણી કે પદાર્થના સારા નરસાપણાનો નિર્ણય, તેની સખ્ત કસોટી કર્યા વિના થતો નથી. વિપત્તિના વખતમાંજ મનુષ્યની યોગ્ય કસોટી થઇ શકતી હોવાથી મનુષ્ય જ્યારે વિપત્તિની શરાણ ઉપર ચઢે છે ત્યારેજ તે પોતાનું અસલ તેજ પ્રકાશે છે; અને તેના ગુણ દોષની યોગ્ય પરીક્ષા થઇ શકે છે. આવે સમયેજ તેની ઉત્તમતા કે અધમતાનું યથાર્થ ભાન થઇ શકે છે.

(૨) (૧; ૧૬)

"શુદ્ધ વંશનાં સંતાન, આ લોક તેમજ પરલોકમાં સુખનાં સાધનરૂપ થઇ પડે છે." અર્થાત્ ઉત્તમ કુલમાં ઉત્પન્ન થએલી ઉમદા સંતતિ સારાં કામ કરી આ લોકમાં બાપદાદાનું નામ વધારે છે, અને પોતાનાં સદાચરણ વડે પરલોકમાં પણ તેમનાં અન્તઃકરણને ઠારે છે.

## દ્વિતીય સર્ગ.

(૩) (૨; ૩૪)

"વાયુનો વેગ એટલો બધો જબરો હોય છે કે તે ભલભલાં ઝાડોને ઉથલાવી પાડવાની શકિત ધરાવે છે, પરન્તુ પહાડની આગળ તેનું કશું ચાલતું નથી, તેથી ત્યાં આગળ તે લાચાર બની જાય છે." તાત્પર્ય એ છે કે ગમે તેટલી સત્તા ધરાવનારો મનુષ્ય હશે, પણ પોતાથી અધિક શકિતમાન કોઈ માથાનો મળતાં, તેની આગળ એનું કાંઈપણ નીપજશે નહિ. 'શેરને માથે સવાશેર' હંમેશાં હોય છે.

(૪) (૨; ૫૩)

"શસ્ત્રના ઘાથી (વિપત્તિમાંથી) જે નિર્બલને બચાવે છે તેનેજ 'ક્ષત્ર' કહે છે." 'ક્ષત્ર' શબ્દનો એજ અર્થ દુનીઆમાં બધે જાણીતો છે. જે ક્ષત્ર અર્થાત્ ક્ષત્રિય એ અર્થથી અવળું આચરણ કરે છે, એટલે કે દુઃખીયાનુ દુઃખ દૂર કરવાની પોતાની ફરજ બજાવતો નથી, તેનું રાજ્ય અગર નિન્દાથી મલિન જીવન શા કામનું છે? રાજપાટનું સ્વાર્થી સુખ ભોગવવામાં ગુલતાન બની રહેલા રાજાની પ્રજાને તો સદા દુઃખજ હોય છે. તેથી કરીને તેનો એવા પ્રકારનો નિન્દિત રાજ્ય-ભોગ તથા કલંકિત જીવન એ બેઉ એક સરખાં નકામાંજ જાણવાં. પોતાના 'શાકુન્તલ' નામના નાટકમાં કાલીદાસે એજ મતલબથી કહ્યું છે કે, 'તમારૂં

–રાજાઓનું–શસ્ત્ર દુખીઆરા, બલહીન લોકોનું રક્ષણ કરવા સારૂ છે, તેટલા પૂરતોજ, તમારે–રાજા લોકોએ–શસ્ત્ર વાપરવાનો શ્રમ વેઠવાનો છે; નિર્દોષ બીન ગુનેહગારનો વગર કારણે વાંસો ભાંગવાની મજા મેળવવા માટે કાંઇ શસ્ત્ર ધારણ કરવાનું નથી.'

(૫) (૨; ૫૮)

"સજ્જનોનું કહેવું એવું છે કે વિદ્વાન વર્ગમાં તો માત્ર વાતચીત થતાં વારનેજ પરસ્પર મિત્રતાનો સંબંધ બંધાય છે." કાલીદાસે એજ આશયને લઇને કુમાર સંભવ નામના કાવ્યમાં કહ્યું છે કે; 'એક બીજા જોડે સહજ વાર્તાલાપ થયાથી, અગર સાત ડગલાં સાથે ચાલ્યાથી સજ્જનોનો પરસ્પર સ્નેહ જોડાય છે.'

### તૃતીય સર્ગ

(૬) (૩; ૨૮)

"સારાં કામને સારૂ કરેલો શ્રમ સર્વદા સફળજ થાય છે; કદીયે તે નકામો જતો નથી, ભગવદ્‌ગીતામાં પણ એજ મતલબથી કહ્યું છે કે, 'સારાં કામ કરનારની કદિ પણ દુર્ગતિ (માઠી દશા) થતી નથી' સુવિખ્યાત અંગ્રેજ કવિ બાયરન કહે છે કે, સત્કાર્યમાં શિર ઝુકાવી, જેઓ આત્મભોગ આપે છે, તેઓ કદિ નિષ્ફળ નીવડતા નથી.' વળી, કુમાર સંભવમાં

કાલીદાસે કહ્યું છે કે સારાં મોટાં કામમાં આરંભમાં ઘણી અગવડ વેઠવી પડતી હોવાથી પહેલાં તો દુઃખદાયક લાગે છે, પરન્તુ પરિણામે, ફળ પ્રાપ્ત થાય છે, ત્યારે અગાઉનો બધોય થાક દૂર થાય છે; અને અગાઉનાં મહેનત, ત્રાસ અને તકલીફ સુખ અને આનંદ રૂપ બને છે. આપણામાં કહેવત છે કે, 'ચાકરી કરે તે ભાખરી પામે' અંગ્રેજીમાં પણ મહેનત વગર કદિ પણ લાભ મળતો નથી, એ કહેવત જાણીતી છે. ટી. ડેકર નામનો એક અંગ્રેજ લેખક કહે છે કે, પ્રમાણિક મહેનત કરનાર મીઠી સુખકાંતિ ધારણ કરે છે. અર્થાત્ સત્ય કાર્ય સારૂ શ્રમ લેનાર મનુષ્ય સર્વથા સુખીજ થવાનો.

(૭) (૩; ૪૬)

"સર્વ સાધારણને સદ્બોધ આપનારા મહાપુરૂષો, કદી પોતે મેલા મનના અને નીચ બુદ્ધિવાળા લોકોના જેવું વર્તન રાખતા નથી." અહીં કવિનો આશય એ છે કે જન-સમાજ જેમને અનુકરણ કરવા યોગ્ય તથા આદર્શ રૂપ સમજે છે, એવા મહાત્મા લોકો કદી અઘટિત આચરણ રાખી, ઉદ્ધતાઈથી સ્વચ્છંદપણે વર્તતા નથી. તેમનાં આચરણ તો બીજાને દ્રષ્ટાન્તરૂપ–દીવાદાંડી જેવાં–હોવાથી ખાસ કરીને ખામી વિનાનાંજ હોય છે. કેમકે ભગવદ્ગીતામાં કહ્યું છે કે સર્વ સાધારણ પુરૂષો શ્રેષ્ઠ પુરૂષ જેવુંજ, પોતાનું

વર્તન રાખવાનો પ્રયત્ન કરે છે. અને તે શ્રેષ્ઠ પુરૂષ જે આચરણને વાજબી ગણે છે, તે પ્રમાણેજ બીજા બધા લોકો વર્તવાનું પસંદ કરે છે, મરાઠી ભાષાના સુપ્રસિદ્ધ ભકત કવિ તુકારામ કહે છે કે, 'પારકાને ઉપદેશ, આપણા પૂરતુંજ પાંડિત્ય બતાવવાને બદલે, જેઓ પોતે બોલે છે તેમુજ આબે હુબ વર્તન રાખે છે, તેઓ પગે પડવા યોગ્ય છે.'

(૮) (૩; ૪૮)

"જેને મન યશજ પોતાનું સર્વસ્વ છે, એટલે કે જેમને બીજી બધી વસ્તુ કરતાં પોતાની આબરૂ વધારે વહાલી છે, એવા પુરૂષોએ પોતાના એ યશરૂપી ધનનું સૌથી પહેલું દુશ્મનોથી રક્ષણ કરવાનું છે." અહીં તાત્પર્ય એ છે કે આબરૂનેજ જેઓ પોતાની ખરી દોલત સમજે છે, એવા સજ્જનોએ સદા જોતા રહી, પોતાની બદબો કરવા સારૂ શત્રુને કાંઇ પણ બહાનાં ન જડી શકે, તેની ખાસ કાળજી રાખવી ઘટે છે. શત્રુ પોતાની ગેરઆબરૂ ન કરી શકે માટે સારા સમજુ લોકોએ તો પહેલેથીજ સાવધ રહી સંભાળપૂર્વક વર્તન રાખવાની જરૂર છે. ભર્તૃહરિના કહેવા પ્રમાણે, આપત્તિ એ શત્રુની ગરજ સારે છે,

(૯) (૩; ૬૨)

"મનુષ્યના ગુણ બધી જગાએ પોતાનો પગ પેસારો કરી શકે છે." અર્થાત્ ગુણવાન માણસ જ્યાં જાય છે ત્યાં તેને યોગ્ય માન મળ્યા વિના રહેતું નથી. સદ્‌ગુણ એજ મોટામાં મોટું મનુષ્યનું ભૂષણ હોવાથી, 'સુશીલ ગુણીજનની જગતમાં બધેજ જીત થાય છે. ગુણવાન મનુષ્યના ગુણ પોતાની મેળે વિકાસ પામે છે.

## ચતુર્થ સર્ગ.

[૧૦] (૪; ૬૪)

"મોટા માણસના ગુસ્સાનું ઓસડ નરમાશ છે. નમ્રતાથી પગે પડયો એટલે તેમનો ક્રોધ ઝટ શાંત થઇ જવાનો" અહીં કવિનો આશય એ છે કે મહાપુરૂષો કદી વેરીલા કે ઝેરીલા નહિ હોવાથી, દૂધના ઉભરાની પેઠે તેમનો ક્રોધ ઝાઝો વખત ટકતો નથી. આગળ રઘુવંશના સોળમાં સર્ગમાં [૮૦માં શ્લોકમાં] કહ્યું છે કે નમ્ર મનુષ્યના ઉપર સજ્જનોનો ઝાઝો વખત ક્રોધ રહેતો નથી.

(૧૧) (૪; ૮૬)

"વાદળાંની પેઠે સજ્જનોનું એકની પાસેથી કાંઇ લેવાનું થાય છે, તે બીજાને આપવા સારૂંજ છે." અહીં ભાવાર્થ એવો છે કે, જેમ વાદળાં સમુદ્ર પાસેથી પાણી લઇ વરસાદ રૂપે પાછું આપણને આપી દે છે, તેજ પ્રમાણે સજ્જન

લોકો પણ બીજા કનેથી કાંઈ લે છે, તેનો ઉપયોગ તેઓ પોતાની જાતને માટે નહિ પણ બીજાના ભલા માટે કરેછે. કહ્યું છે કે નદીઓ પણ પોતાનું પાણી પોતે જાતે કદી પી જતી નથી, વાદળાં પણ પાણીનો પોતાની જાતને માટે ઉપયોગ કરતાં નથી; કારણ કે પોતાની જાતને વિસારી દઈ કેવળ પરોપકાર કરવામાં શ્રેષ્ટતા સમાએલી છે.

## પંચમ સર્ગ.

[૧૨] [૫;૨૩]

"સૂર્ય તપી રહી પુરેપુરો પ્રકાશી રહયો છે, એવી દશામાં અંધકાર શી રીતે લોકોની નજરને ઢાંકી શકવાનો હતો ?" શાકુન્તલમાં પણ એજ આશયનું જૂદા શબ્દોમા સમર્થન કરતાં કહ્યું છે કે 'સૂર્ય પ્રકાશતો હોય છે, તે વખતે એકાએક અંધારૂ શી રીતે થઈ જવાનું હતું ?' બન્ને જગાએ કવિની મતલબ એજ છે કે, જ્યાં સુધી સૂર્યનો પ્રકાશ હોય છે ત્યાં સુધી અંધકાર લોકોને હેરાન કરવાની તાકાત ધરાવી શકતો નથી, તેજ પ્રમાણે પ્રતાપશાલી રાજાનો સુખકારી રાજય—અમલરુપી પ્રકાશ પૃથ્વી ઉપર પ્રસરી રહ્યો છે, ત્યાં સુધી કોઇ પણ પ્રકારની આફતરૂપી અંધકારનો ત્રાસ તેની પ્રજાને સતાવી શકતો નથી. અર્થાત્ પરાક્રમી રાજાની પ્રજા સદા દુઃખરહિત હોઈ, સર્વ પ્રકારે સુખી હોય છે.

(૧૩) (૫; ૫૪)

"અગ્નિ કે સૂર્યનો તાપ લાગ્યાથી, પાણી ભલે કોઇવાર ગરમ બની જાય; પરન્તુ તેથી કાંઇ (શીતલતાનો) તેનો મૂળ સ્વભાવ બદલાવાનો નથી, કારણ કે મૂળથીજ ઠંડા હોવું, એ તેની પ્રકૃતિ છે; અને ગરમ થવું, એ તો એક માત્ર ફેરફાર છે." અહીં કવિ એમ કહેવા માગે છે કે, મોટા મોટા માણસોનો સ્વભાવ હંમેશાં શાંત રહે છે. કોઈ પ્રસંગે કાંઈ કારણને લીધે તેમને ક્રોધ ચઢે છે ખરો, પણ તેમનાં અન્તઃકરણ દયાળુ અને ભોળાં હોવાથી તેમનો ગુસ્સો કદી કોઇનું ભુંડું કરતો નથી. અંગ્રેજી ભાષાના સુવિખ્યાત કવિ સેકસપીયર કહે છે કે, ખંજર મારતો હોઉં એમ હું તેની સાથે બોલીશ, પણ ખરેખરૂં ખંજર હું તેને મારીશ નહિ. મતલબ એ છે કે હું ગુસ્સે થઇશ તે શા હેતુથી ? નુકસાન કરવાના ઇરાદાથી નહિ, પણ, હું તેનું પ્રિય કરવાના હેતુથીજ તેના પ્રત્યે ક્રૂર જણાઇશ.

## ષષ્ઠ સર્ગ.

(૧૪) [૬; ૩૦]

"દરેક માણસની રૂચિ એક બીજાથી હંમેશાં જૂદા પ્રકારની હોય છે." કહેવત છે કે 'કપાળે કપાળે જુદી મતિ' આપણને જે અમૃત જેવું લાગતું હોય, તે બીજાને કદાચ કડવું ઝેર જેવું લાગે.

પ્રખ્યાત અંગ્રેજી લેખક મેકોલે કહે છે કે, નદીઓ જેમ એક બીજાથી જુદી પડે છે, તેમ મનુષ્યનાં મન પણ જુદા પ્રકારની વલણ પકડે છે.

(૧૫) (૬;૬૯)

"ફળ ફુલથી ઝુકી રહેલો આંબો મળ્યા પછી ભમરાનાં ઝુંડને બીજા કોઇ ઝાડમાં આશ્રય લેવાનું મન થતું નથી" અહીં ભાવાર્થ એવો છે કે ઇચ્છિત અને તૃપ્ત કરે એવી વસ્તુ આપણા હાથમાં આવ્યા પછી, બીજી કોઈ વસ્તુ મેળવવા તરફ આપણું મન કદી દોડશે નહિ. માણસનો સ્વભાવજ એવો છે કે મનમાન્યો આશ્રય મળ્યા બાદ બીજા કોઇનો આશ્રય લેવાની તેને કદિ ઝંખના થશે નહિ. વિવેકી સજ્જનો અમૃત પ્રાપ્ત થયા પછી વિષને વળગવામાં વલખાં મારતા નથી. સત્ય વસ્તુ પ્રાપ્ત થયા છતાં જેઓ મિથ્યા વસ્તુના મોહમાં તણાઇ જાય છે તેઓ બન્નેય ગુમાવી બેસે છે.

[૧૬] [૬; ૭૯]

"મણિનો સોનાની સાથે સમાગમ થવા દો." તાત્પર્ય એ છે કે યોગ્ય વસ્તુનો, પોતાના જેવી યોગ્યતાવાળી વસ્તુની સાથે સંબંધ—સોનામાં સુગંધની પેઠે—સર્વ પ્રકારે દીપી નીકળ્યા વગર રહેતો નથી.

## અષ્ટમ સર્ગ

(૧૭) (૮; ૪૦)

"આવરદા બાકી રહ્યું હોય તોજ ઓસડ વગેરે ઉપચારોની કાંઇ પણ અસર થઇ શકે છે." અહીં મતલબ એ છે કે, જીંદગીની દોરી તુટી હશે તો દવા દારૂ વગેરે લાખો ઉપાયોથી કશુંય વળવાનું નથી. કહેવત છે કે "તુટી તેની બુટી નથી." 'જ્યાં લગી શ્વાસ ત્યાં લગી આશ.'

(૧૮) (૮; ૪૩)

"કઠણમાં કઠણ લોઢું પણ તાપ લાગવાથી પીગળી જઈ નરમ માખણ જેવું બને છે. જડ વસ્તુની જયારે આવી દશા થાય છે, તો પછી આપણ જેવા ચેતન મનુષ્યોની શી વાત કરવી?" અહીં મતલબ એ છે કે, ચેતન વિનાની જડ વસ્તુ પણ તાપ વડે તપી નરમ બની જાય છે, તો આપણા જેવા જીવતા માણસોએ દુઃખાગ્નિથી તપતાં વધારે નરમ બનવું જોઇએ.

(૧૯) (૮; ૪૬)

"ઇશ્વરની ઈચ્છા હોય છે, તો હળાહળ ઝેર પણ અમૃત સમાન બની જાય છે; તેજ પ્રમાણે માલીકની મરજી થતાં અમૃત પણ ઝેરની ગરજ સારે છે." અહીં તાત્પર્ય એ છે કે સર્વ કાંઇ ઇશ્વરની સત્તા ઉપર આધાર રાખતું હોવાથી દેખીતી બુરાઇની સારી અસર થઇ, આશીર્વાદ સમાન તે

ફળે છે; અને ... આ દૃષ્ટિથી દેખાતી ભલાઇની શાપ સમાન ભયંકર અસર થાય છે.

પ્રભુની માયા ન કળી શકાય એવી ગહન છે. મનુષ્યની મરજી પ્રમાણે કશું થતું નહિ હોવાથી કહ્યું છે કે, "રહે દૂર નિર્ધાર્યું ધાર્યું, ધાર્યું ધરણીધરનું થાય" બધી બાબતમાં ઇશ્વરની ઇચ્છા બલવાન રહે છે. સુપ્રસિદ્ધ નાગર ભક્તકવિ નરસિંહ મહેતાએ એજ આશયનું સ્પષ્ટતાથી પ્રતિપાદન કરતાં કહ્યું છે કે, "નીપજે નરથી તો કોઇ ન રહે દુઃખી, શત્રુ મારીને સૌ મિત્ર રાખે; રાય ને રંક કોઈ દૃષ્ટે આવે નહિ, ભવન પર ભવન પર છત્ર દાખે."

(૨૦) (૮; ૫૧)

"ક્ષણમાં સુખ તો ક્ષણમાં દુઃખ એવું પળપળમાં બદલાતું મનુષ્યોનું જીવન છે, અને જો તેનો સારો ઉપયોગ ન થાય તો એવું જીવન નકામું છે."

## નવમ સર્ગ

(૨૧) [૯; ૭૪]

"કોઈ કોઇ વાર ભલભલા જ્ઞાની લોકો પણ રજોગુણથી એટલે વાસનાને વશ થઇ વિવેક બુદ્ધિ ભૂલે છે અને નઠારા માર્ગ તરફ ઘસડાઇ જાય છે." કહેવત જાણીતીજ છે કે, "વિનાશકાળે વિપરીત બુદ્ધિ." સોનાના હરણનો જન્મજ કદી ન હોઇ શકે, એ વાત જાણવા છતાંય રામચંદ્રજીને

સીતાજીની રઢથી સુવર્ણ મૃગને માટે મોહ થયો. જ્યારે આપત્તિનો સમય પાકો આવ્યો હોય છે, ત્યારે જ્ઞાનીમાં જ્ઞાનીની પણ બુધ્ધિ બ્હેર મારી જાય છે. 'તેને સૂઝે અવળુંજ જેને દુર્દશા શિરપર ફરે' (ગુજરાતી છઠ્ઠી ચોપડી)

(૨૨) (૯; ૮૦)

"ખેતરમાં લાગેલી આગ, જો કે ત્યાંની ધરતીને તો બાળે છે, પરન્તુ તેજ આગ પાછી તેને ફળદ્રુપ અને રસાળી બનાવી, તેની ઉત્પાદક શક્તિમાં ઉમેરો કર્યા વિના રહેતી નથી." મોટા માણસ અગર વડીલે કરેલા શિક્ષા, કડવી ઝેર જેવો લાગે છે, પરન્તુ પરિણામે તે સુખકારક થઈ આપણું કલ્યાણ કરે છે. કહ્યું છે કે "વડીલોનાં વજ્રબાણ જેવાં તિરસ્કાર ભર્યાં તીખાં તમતમાં બોધવચનોથી ઘડાઇ ઘડાઇને, માણસ આખરે મોટાઈ મેળવવા ભાગ્યશાળી થઈ શકે છે."

## દશમ સર્ગ

(૧) (૧૦; ૬)

"કોઇ કામમાં કાંઇ પણ ખલેલ કે ભંગાણ પડવા દીધા વગર, ચીવટાઇથી તે કામ સતત ચાલુ રાખવું એ, તે કામ પાર પાડવાનું ખાસ લક્ષણ છે." કાલીદાસે આજ આશયથી કુમાર સંભવ (૧૦; ૨૪) માં પણ કહ્યું છે કે, અવશ્ય

કરવા લાયક કામમાં જરા પણ ઢીલ કે કંટાળો રાખ્યા વગર તાબડતોબ તે કામ કરી દેવાથી, જરૂર તે સફળ થાય છે. હલકા દરજ્જાના માણસો વિઘ્નના ડરથી કોઈ કામનો આરંભ કરતા નથી. મધ્યમ પ્રકારના માણસો વિઘ્નથી અંજાઇ જઈ આરંભેલું કામ છોડી દે છે. પરન્તુ ઉત્તમ કોટિના મનુષ્યો તો વારંવાર વિઘ્ન નડવા છતાં, આરંભેલું કાર્ય બરાબર પૂર્ણ થયા વિના, કદિ પણ છોડતા નથી.

ધીરજ ને ખંતથી અઘરામાં અઘરાં કામ પણ થઈ શકતાં હોવાથી, નાઉમેદ બની આળસથી, કદિ પણ હાથ પર લીધેલું કાર્ય મુલતવી રાખવું નહિ.

(૨૪) (૧૦;૪૦)

“હવા વગર કહેજ પોતાની મેળે, અગ્નિનો સાથી બની, તેને સહાય કરે છે.” કુમાર સંભવમાં પણ એજ આશયનું ભાન કરાવતાં પ્રશ્ન કર્યો કે, “વાયુને કોણ કહેવા જાય છે કે, ભાઇ, તું જઈને અગ્નિને મદદ કર.” બન્ને જગ્યાએ કવિની મતલબ એ છે કે, સાચો સ્નેહી તો તેનુંજ નામ કે જે વગર કહ્યે, આપો આપ ફરજ સમજી, પોતાથી બની શકતી સર્વ મદદ કર્યાં કરે. સુભાષિત પણ એજ આશયથી કહે છે કે, “હાથ જેમ શરીરનું, અને પાંપણ જેમ આંખનું વગર કહ્યે કામ બજાવે છે, તે પ્રમાણે કહ્યા વગર

પોતાની સ્વેચ્છાથી મિત્રને જે મદદ કરે, તેનેજ ખરો મિત્ર જાણવો."

## એકાદશ સર્ગ

(૨૫) (૧૧; ૧)

"પરાક્રમી પુરૂષો માટે ઉમ્મર, જાતિ, વગેરેનો વિચાર કરવાનો નથી." મતલબ એ છે કે જે આગળ જતાં, મહાન કાર્યો કરી નામના મેળવવાના છે, તેમના પરાક્રમનો ચમત્કાર પારણામાંથીજ પરખાઇ આવે છે. કહેવત છે કે, 'પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય' અંગ્રેજી ભાષાના પ્રખ્યાત કવિ મિલ્ટન પણ એજ આશયથી કહે છે કે, સત્ત્વશાલી પરાક્રમી પુરૂષોનું તેજ નાની ઉમ્મરમાંથી જણાઇ આવે છે, અને બીજાથી ન થઇ શકે તેવાં બહાદૂરીનાં કામો તેઓ કરી બતાવે છે. સિંહનું બચ્ચું નાનું હોય, ત્યારથીજ મોટાં મોટાં મદ ઝરતા હાથીનાં ગંડસ્થળને ફોડવાની શક્તિ ધરાવે છે. સત્ત્વ કે પરાક્રમનો આધાર ઉમ્મર કે કોઇ પણ પ્રકારની અવસ્થા ઉપર નથી, એ દેખીતું છે.

(૨૬) [૧૧; ૨૭]

"મોટા મોટા વિષધર નાગની ખબર લેનારો ગરૂડ કદિ પાણી માંહેનાં સાપોલીયાંને છેડે છે ખરો કે?" અહીં તાત્પર્ય એ છે કે; જે લોકો ખરેખરા પરાક્રમી છે, તેઓ પોતાની

બરોબરી કરનારા શત્રુ સામેજ બાથ ભીડે છે. પોતાના કરતાં નાના અગર હલકા દરજ્જાના જે હોય છે, તેમના પર પોતાનું જોર અજમાવતા નથી. સત્વશાલીનું વર્તન સિંહના જેવું ટેકીલું હોય છે. ગમે તેવી કફોડી સ્થિતિમાં મૂકાયા છતાં સિંહ, જે હમેશાં મદોન્મત્ત હાથીનાં ગંડસ્થળ ખાનાર છે, તે ભૂખને લીધે પ્રાણ જવા વખત આવશે તો પણ સૂકું ઘાસ નહિ ખાય. એથી ઉલટું ભૂખની શાન્તિ થતી નહિ હોવા છતાં, કૂતરૂં માંસ વગરનું હાડકું લાલચનું માર્યું ચુંથ્યાં કરશે. કવિ નર્મદાશંકરની નીચેની લીટીઓ આ સંબંધમાં જાણવાજોગ થઇ પડશે.

"સિંહણ સો લંઘા કરે, કદિ ઘાસ નવ ખાય;
પતિવ્રતા ભૂખે મરે, પર પાસે નવ જાય."

(૨૭) (૧૧;૭૫)

"અગ્નિનો મહિમા એવો છે કે સૂકું ઘાસ, અને સાગરજળ એ બન્ને એને મન સમાન છે. બંનેમાં તે એક સરખી રીતેજ બળ્યાં કરે છે." અર્થાત્ જેનામાં ખરી તાકાત છે એવો પુરૂષ તો જબરામાં જબરા શત્રુને પણ, સાધારણ બલહીન શત્રુ જેવો ગણી, તેનાં ચપટીમાં પરાજય કરી શકે છે.

(૨૮) (૧૧; ૮૦)

"નવું વાદળું એકલું હોવા છતાં જાતેજ ઘણું રમણીય લાગે છે; અને એની જોડે જો મેઘધનુષ આવી રહ્યું હોય તો પછી, તેની શોભાની શી વાત કરવી ?" અહીં તાત્પર્ય એ છે કે જે સ્વાભાવિક રીતેજ સુંદર છે, તેમાં જો તેના જેવી અગર તેનાથીએ વધુ સુંદરતાવાળી વસ્તુનો સમાગમ થતો હોય તો મેઘ અને વીજળી, મણિ અને કાંચન, વગેરેના સમાગમની પેઠે તેની શોભા અધિક ખીલી ઉઠે.

(૨૯) (૧૧; ૮૬)

"પોતાના પરાક્રમ વડે જેને પરાજય પમાડી હરાવવવામાં આવ્યો છે, અને જે શરણે આવેલો છે, એવા શત્રુની સાથે નરમાશથી વર્તવામાંજ શૂરવીરોની શૂરતા છે." કહ્યું છે કે, બળવાનનું ખરૂં ભૂષણ ક્ષમા છે. ક્ષમા વગરનું એકલું ઝનુની બળ તો પશુમાં પણ હોય છે. વિવેક વિનાનું એકલું ઝનુની બળ એ જાનવરપણું છે.

### દ્વાદશ સર્ગ

(૩૦) (૧૨; ૬૯)

"જે નીતિ (પૉલિસી) સમય વિચારીને અમલમાં મુકાય છે તેજ નીતિ સફળ થાય છે." અંગ્રેજીમાં પણ કહેવત છે કે લોઢું લાલચોળ થયું હોય, ત્યારેજ ટીપી શકાય છે. મતલબ કે તક સાધી દાવ આવેજ સોગટી મારવાથી

ધારેલું જરૂર પાર પડયા વિના રહેશે નહિ. ગુમાવેલી તક ફરી પાછી મળતી નથી. કહ્યું છે કે, 'અણી ચૂકયો સો વરસ જીવે' 'અવસર ચુકયા મેઉલા'

### ચતુર્દશ સર્ગ

(૩૧) (૧૪; ૩૯)

" જે લોકો યશનેજ પોતાનુ ધન, દોલત કે સર્વસ્વ સમજનારા છે, તેમને મન તો સંસારના સર્વ સુખભોગ કરતાં, અરે, પોતાના પ્રાણુ કરતાંએ, પોતાની આબરૂ વધારે પ્રિય હોય છે" કહ્યું છે કે આબરૂદાર માણસને તો અપયશ (ગેર આબરૂ) મોતના કરતાંએ વધારે અસહ્ય થઇ પડે છે. ભર્તૃહરિ પણ કહે છે કે, ગેરઆબરૂ એજ મોટામાં મોટું મોત હોવા પછી મોતથી શું વિશેષ છે ? 'નાનું સરખું નાક ગયું તો પછી શું રહ્યું ?' પ્રખ્યાત અંગ્રેજી કવિ પોપ પણ એજ આશયથી કહે છે કે, મને નિષ્કલંક જીવન ગાળવા દો, અગર કોઇ ઓળખે નહિ, પીછાણે નહિ, એવા અજ્ઞાત મોતે મરવા દો. મને શુદ્ધ કીર્તિ બક્ષો, નહિતર મને કશું આપશો નહિ.

(૩૨) (૧૪; ૪૦)

"સંસારના લોકો પૃથ્વીની છાયાને પણ ચંન્દ્રના કલંક (ડાઘ) તરીકે ઓળખાવવાનું સાહસ કરતાં અટકયા નથી." અર્થાત્ ચન્દ્રમા જેવા નિર્મલ તેજસ્વી દીવ્ય પદાર્થને પણ

આપણા લોકોએ નિન્દામાંથી બચવા દાધો નથી, તો પછી બીજાને તો તેઓ શેનાજ છોડે ? મતલબ એ છે કે, બધી રીતે જેઓ કલંક વિનાના તથા શુદ્ધ હોય છે, તેવા મનુષ્યો પણ આ સંસારમાં નાહક બદનામ થયા વિના રહેતા નથી. બદઓ તો સઉ કોઇનીજ થાય છે. તેટલા માટેજ કહેવાય છે કે, 'જગતને મોંઢે કાંઇ ઢાંકણું છે ? જગતની જીભ કોણ ઝાલી શકે તેમ છે ?' 'પીઠ તો પાદશાહની પણ હોય છે.' પ્રત્યેક મનુષ્યને રાજી રાખનાર કોઇને પણ રાજી રાખી શકતો નથી, એટલુંજ નહિ પણ પોતાની જાતને દુઃખી કરે છે. શાકુન્તલમાં પણ એજ આશયથી કહ્યું છે કે, શક પડે તેવા પ્રસંગે સત્પુરૂષોની ચિત્તવૃત્તિનું વલણજ પ્રમાણરૂપ થઇ પડે છે. એવા વખતે એમનું અન્તઃકરણ જે સુઝાડે તેજ ખરૂં હોવાથી, બીજાને પૂછવાની જરૂર રહેતી નથી.

(૩૩) (૧૪;૪૬)

"ગુરૂની આજ્ઞા થતાં મનમાં તેની આ યોગ્ય યોગ્યતા સંબંધી કાંઇ પણ વિચાર આણ્યા વગર, તરતજ તેને અમલમાં મૂકી દેવી જોઇએ." અર્થાત્ ગુરુ જે કાંઇ આપણને આજ્ઞા કરે, તેમાં તેમનો હેતુ આપણું અહિત કે નુકસાન કરવાનો કદિ પણ હોઇ શકે નહિ, એ વાત ધ્યાનમાં રાખી ગુરૂના હુકમનો કદિ અનાદર ન કરવો જોઇએ.

### પંચદશ સર્ગ.

(૩૪) (૧૫, ૧૭)

"જે લોકો શત્રુનું કોઇ છિદ્ર કે પોકળ જોઇ, તેની નબળાઇનો તાત્કાલિક લાભ લઇ શકે છે, તેઓ જરૂર પોતાના શત્રુને પરાજય પમાડી શકે છે." મતલબ એ છે કે કોઇ પણ કારણ વડે નબળા થઇ રહેલા શત્રુને, તેની દુર્બલ અવસ્થામાંજ હરાવવાની પ્રવૃત્તિ કરવી જોઇએ; કેમકે, એક પોકળમાંથી ઘણા અનર્થ થાય છે. માટે તેવે વખતે, સમય સાધીને દાવ ખેલવાથી, પ્રતિકૂલ સંજોગો આગળ પરવશ બનેલા શત્રુની ગફલતીનો લાભ લઇ, તેને સહજ જીતી શકાય છે.

### ષોડશ સર્ગ

(૩૫) (૧૬;૮૦)

"નમ્ર મનુષ્યોના ઉપર સજ્જનોનો ઝાઝો વખત ક્રોધ કદિ ટકતો નથી." પાછળ ચોથા સર્ગમાં પણ કહેવામાં આવ્યુ છે કે, નમ્રતાજ એક માત્ર મહાપુરુષોના ક્રોધને શાન્ત કરવાનો સરળ ઉપાય છે. કેમકે સજ્જનો હંમેશા શરણે આવેલાના ઉપર દયાભાવજ રાખે છે.

### સપ્તદશ સર્ગ

(૩૬) (૧૭; ૪૩)

'જુવાની, સુંદરતા અને ઐશ્વર્ય એ ત્રણમાંથી દરેક મનુષ્યને મદોન્મત્ત બનાવી દેવાની શકિત ધરાવે છે. તો

જ્યાં આગળ એ ત્રણે એકઠાં હોય ત્યાં આગળ કાંઈ વાતજ કરવાની રહેતી નથી." કહ્યું છે કે ધન, દોલત, વગેરે સંસારના વૈભવોરૂપી મોહ પમાડનારી મદિરા પીને સંસારનાં મનુષ્યો મદાંધ થઇ જાય છે.

(૩૭) (૧૭; ૫૪)

"ભરતીની વખતે સમુદ્ર કદિ પોતાની મર્યાદાનું ઉલ્લંઘન કરતો નથી, પરન્તુ જે નદીઓનાં પાણી પોતાના લિંપે પડતાં હોય છે, તેમાં તે પોતાનો સમાવેશ કરી દે છે." અહીં ભાવાર્થ એ છે કે, મોટા અને ગંભીર મનુષ્યો જ્યારે ઉચ્ચ અધિકાર પ્રાપ્ત કરી પૂરેપૂરી જાહોજલાલીમાં આવ્યા હોય છે, ત્યારે તેઓ પોતાની અસલ મર્યાદાનો ત્યાગ કરતા નથી. પરંતુ પોતાની પૂર્વની અસલી રહેણી કરણી પ્રમાણેજ વર્તે છે.

[૩૮] (૧૭; ૬૯)

'વિજયરૂપી લક્ષ્મી વીર પુરૂષને વરે છે'' અંગ્રેજીમાં પણ કહેવત છે કે જે કોઇ પણ પરાક્રમ અગર પુરૂષાર્થ કરે છે, તેનીજ મનકામના સફળ થાય છે.

(૩૯) (૧૭; ૭૧)

"પૂર્ણ વૃદ્ધિ પામ્યા બાદ ચન્દ્ર ક્ષીણ થતો જાય છે; સમુદ્રમાં પણ ભરતી પછી ઓટ આવે છે;" અહીં મતલબ એ છે કે પૂરેપૂરી ઉન્નતિ કે જાહોજલાલી ભોગવ્યા બાદ,

સ્વાભાવિક રીતેજ મનુષ્યની પડતી થાય છે. ઉન્નતિ પછી અવનતિનો આરંભ થવો, એ કુદરતનો નિયમ છે. કહ્યું છે કે સુખની પછી દુઃખ આવે છે, અને દુઃખ ભોગવી રહ્યા બાદ સુખ ભોગવવા મનુષ્ય ભાગ્યશાળી બને છે. બારે દહાડા કોઇને દુઃખ પણ રહેતું નથી તેમજ બધો વખત કોઇ સુખી અવસ્થામાં રહી શકતું નથી.

અષ્ટાદશ સર્ગ

(૪૦) (૧૮;૧૩)

"ગાયનના મધુર અવાજથી, ગભરાટથી ચોંકી ઉઠેલાં ચપળ હરણોને પણ સહજ પકડી શકાય છે." અહીં ભાવાર્થ એ છે કે મીઠી વાણી વડે સર્વ કાંઇ સાધી શકાય છે. ચાહે તેવો વિરોધી હશે, તો પણ મીઠી જીભ વાપર્યાથી તે આપણને વશ થઇ શકશે. તેટલા માટેજ કહ્યું છે કે, પ્રિય બોલવામાં શુ પૈસા બેસે છે કે કંજુસાઇ કરવી? પ્રિય બોલનાર બધાને ગમે છે. તેથી ધર્મશાસ્ત્રમાં પણ કહ્યું છે કે કડવું લાગે એવી રીતે સત્ય પણ ન બોલો.

(૪૧) (૧૮;૧૮)

"સુખમાં બાધા રૂપ થઇ ડખલ કરનારાં રાજકાજનાં બન્ધન રૂપી બેડીથી જકડાએલા રાજા લોકોની દશા ખરે કેદીઓના જેવી હોય છે" તાત્પર્ય એ છે કે, ચિન્તાનો બોજો

રાજાઓના ઉપર એટલો બધો ભારે હોય છે, કે તેમના જીવને, ઘડીભર પણ જંપ રહેતો નથી. રાજકાજની ગડ મથલમાં તેઓને રાતદિવસ રોકાએલા રહેવું પડતું હોવાથી, ચિન્તાનો ટોપલો તેમના માથા ઉપરથી કદિ ખસતો નથી. અંગ્રેજી ભાષાના સુવિખ્યાત કવિ શેકસ્પીયર કહે છે કે, જેના માથા ઉપર રાજનું તાજ હોય છે, તેનું મગજ ચિન્તાતુર તથા આકુળ વ્યાકુળ હંમેશાં રહે છે. સુભાષિત પણ કહે છે કે, રાજ્ય મળ્યું એટલે સર્વ સુખની સામગ્રી પ્રાપ્ત થઇ ગઇ એમ સમજવાનું નથી. જયાં આગળ સન્ધિ, વિગ્રહ, વગેરે ગંભીર વિષયો, જીવને જરીએ ઠરવા દેતા ન હોય, એવા જોખમ ભરેલા રાજ્યાધિકારમાં કેવળ સુખ છે, એમ કોનાથી કહી શકાય તેમ છે ? હિન્દી ભાષાની નીચેની સુપ્રસિધ્ધ કહેવત આ પ્રસંગે ખાસ જાણવાજોગ થઇ પડશે.

**बडे बडेकुं दुःख है, छोटेसें दुःख दूर;**
**तारे सब न्यारे रहें, ग्रहे चंद्र और सूर.**

કાલિદાસે આજ આશયનું સમર્થન વિક્રમોર્વશીય અને શાકુન્તલ નાટકોમાં પણ કર્યું છે.

# કુમાર સંભવ.

## પ્રથમ સર્ગ.

(૪૨) (૧;૩)

"પૂર્ણચન્દ્રનાં કિરણોનો પ્રકાશ જેવી રીતે તેના કલંકને ઢાંકે છે તે પ્રમાંણે ઘણા સદ્ગુણ ધરાવનારા માણસમાં એકાદ કદાચ અવગુંણ હોય, તો તે ઢંકાઇ જાય છે" સુભાષિત પણ કહે છે કે ગુણવાન મનુષ્યના ઉત્તમ ગુણો પર લોકો એટલા બધા રીઝા થઇ ગયા હોય છે, કે તેમનું એવા સદ્ગુણી મનુષ્યના દુર્ગુણ તરફ બીલકુલ દુર્લક્ષ રહે છે, અને તેટલા માટેજ લોકો ચન્દ્રના ડાઘ તરફ પણ બેધડક આનન્દપૂર્વક જુએ છે.

(૪૩) (૧;૧૨)

"મહાત્મા અર્થાત્ નિખાલસ હૃદયના મોટા માણસોનો એવો રિવાજ હોય છે કે, શરણે આવેલો માણસ, પછી ચાહે તેવો ક્ષુદ્ર, યા ઓછું પાત્ર હોય, તોપણ સજ્જનોની સાથે જેવા હેતભાવથી તેઓ વર્તતા હોય છે, તેવોજ પ્રીતિપૂર્વક વ્યવહાર તેમની સાથે પણ રાખતાં, તેઓ જરાએ સંકોચાતા કે શરમાતા નથી." ભાવાર્થ એ છે કે, શરણે આવેલા માણસના તરફ મહાત્મા લોકોની એટલી

બધી રહેમ નજર હોય છે, કે તેના દુર્ગુણોનો મનમાં જરા પણ ખ્યાલ લાવ્યા વગર, તેઓ હરકોઇ પ્રકારે પોતાથી બની શકતું તેનું કલ્યાણજ કરવાના.

(૪૪) (૧;૫૧)

"મન્ત્રવડે પવિત્ર થએલી આહુતિ ગ્રહણ કરવાની શક્તિ, અગ્નિ સિવાય બીજા કોઇ તેજસ્વી પદાર્થમાં નથી. તેજસ્વી પદાર્થો તો ઘણાએ છે; પરન્તુ એકલો અગ્નિજ પવિત્ર આહુતિ ગ્રહણ કરી શકે છે." અહીં તાત્પર્ય એ છે કે એકલા આકાર અર્થાત્ બહારના દેખાવથી કશું વળતું નથી; પ્રતિષ્ટા મેળવવા સારૂ ઉત્તમ ગુણોની ખાસ જરૂર છે. બહારનો આડંબર નકામો છે. ક્રિયાની સિદ્ધિનો ખરો આધાર તો સાચા કુદરતી સત્ત્વ ઉપરજ રહેલો છે.

(૪૫) [૧;૫૨]

"રખેને અમારી પ્રાર્થના નિષ્ફળ જાય, એવા ડરથી સમજુ લોકો પોતાની પ્રિય વસ્તુ માટે પણ પોતાનો પ્રેમ પ્રકટ કરતા નથી." અહીં મતલબ એ છે કે પાછળથી નાસીપાસ થવાનો વારો ન આવે તેટલા માટે, સમજુ લોકો વગર વિચારે માગણી કરવાને બદલે, પોતાની મનગમતી વસ્તુ તરફ ઉદાસીન રહેવાનુંજ પસંદ કરે છે. 'માગવું' એ તેમને મન મરવા બરોબર લાગે છે. 'મ ગણો ભલો ન બાપકો' એ જાણીતી કહેવત પણ એજ ભાવ નં સૂચવે છે.

(૪૬) [૧; ૫૭]

"વિકાર ઉત્પન્ન થવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હોય, અથવા મનમાં ખળભળાટ ઉત્પન્ન કરનારી સર્વ સામગ્રી કે સાધનો સામટાં ખડાં થયાં હોય, એવા કટોકટીના સમયે પણ જે મનુષ્ય મક્કમ રહી, મનને મારી શકે છે, તેનેજ ખરો બહાદુર વીર પુરૂષ જાણવો." ભર્તૃહરિએ પણ તેટલા માટે કહ્યું છે કે, મોહ ઉત્પન્ન કરનારી સુંદર ચીજો જોવા છતાં જેનું હૃદય ખળભળી ઉઠતું નથી, ક્રોધ ચઢે તેવું ખાસ કારણ મળવા છતાં, જે ગુસ્સાનો ગુલામ બની જતો નથી. તથા સંસારના વૈભવ વડે જે છલકાઇ જઇ, તેમાં ગુલતાન બની જતો નથી, તે બહાદુર માણસ ત્રણે લોકોને જીતવા સમર્થ છે.

## દ્વિતીય સર્ગ

(૪૭) (૨;૪૦)

"બુરાઈના બદલામાં સામી બુરાઇ કર્યા વિના દુર્જન લોકોના જીવને ચેન પડતું નથી. એવા લોકો ભુંડાઈનો બદલો ભલાઇથી વાળી આપવાની ઉદારતા કદિ દેખાડતા નથી." અહીં તાત્પર્ય એ છે કે દુષ્ટ માણસોનાં અન્તઃકરણ મલિન હોવાથી, તેઓ કદિ મુંગે મોઢે પોતાને થએલું અપમાન સહન કરી શકતા નથી; પરન્તુ વેરની વસુલાત લે છે. ખ્રિસ્તિ લોકોના પેગંબર ઇસુખ્રિસ્તે પોતાના ધર્માનુયાયીઓને, કોઇ એક ગાલ પર લપડાક

મારે તો બીજો ગાલ ધરવાની સહનશીલતા ભરેલી સારી શિખામણ આપી છે, તે આવા દુર્જન લોકોને ગળે નથી ઉતરતી.

(૪૮) (૨;૫૫)

"પોતે વાવેલું ઝાડ, પછી તે ગમે તેવું ઝેરી હોય તોપણ તેને ઉગાવી, એક પ્રકારે જન્મ આપનાર આપણે જ છીએ એમ સમજી, આપણે હાથે તેને કદિ કાપી નાખવું નહિ જોઇએ." તાત્પર્ય એ છે કે, આપણે જેને એક વખત આશ્રય આપ્યો હોય. તે પછી પાછળથી ચાહે તેવો નીમકહુરામ નીકળે, તોપણ આપણો તે એક વખતનો આશ્રિત હતો. તે વાત ધ્યાનમાં રાખી, તેનો નાશ થવા દેવો જોઇએ નહિ. ગુજરાતી ભાષામાં પણ આ આશયનું ભાન કરાવનારી કહેવત છે કે, "જે મોંએ પાન ચાવ્યાં તે મોંએ કોયલા ચવાય?"

તૃતીય સર્ગ

[૪૯] (૩;૨)

"શેઠ લોકો વારંવાર પોતાના આશ્રિતોનું અર્થાત્ નોકરોનું ગૌરવ વધારી તેમનું કલ્યાણ કરે છે, તેમાં તેમનો હેતુ, ખાસ પોતાનો સ્વાર્થ સાંધવાનો હોય છે; કેવળ પરોપકારની દાનત હોતી નથી. તેથી શેઠના હાથે થએલું નોકરનું કલ્યાણ કાયમને માટે ભાગ્યેજ રહી શકે

છે." કાર્ડીનલ વુલ્સીના નીચેના શબ્દો અહીં જાણવા જોગ થઇ પડશે. ઓ રાજા! જેવી મેં એક નિષ્ઠાથી તારી સેવા કરી છે, તેટલીજ શુદ્ધ ભક્તિથી જો મેં પરમાત્માનું ભજન કર્યું હોત, તો તે દયાળુ પરમેશ્વર તારી પેઠે ઘડપણમાં મારો ત્યાગ કદિ ન કરત.

(૫૦) (૩:૧૪)

"સામાન્ય મનુષ્યથી નહિ થઇ શકે એવું અસાધારણ કામ કદાચ જાહેરમાં જનસમાજને જાણીતું ન થાય, તોપણ તેના કરનારાને તે જરૂર એક દિવસ, વહેલું મોડું પણ યશસ્વી બનાવ્યા વિના રહેતું નથી." અહીં તાત્પર્ય એ છે કે, પ્રસિદ્ધ થવાની કે પંકાવાની પરવા રાખ્યા વગર, બુદ્ધિમાન લોકોએ મહાન કાર્યો કરવામાં ઉત્સાહ ભર્યો ભાગ લઇ, પોતાની શક્તિને સતેજ રાખવી જોઇએ. તેનું ફળ કદાચ તરતને તરત ન મળે તો તેથી શું? કોઇને કોઇ કાળે પણ તે અવશ્ય ફળીભૂત થઇ સાધકને યશસ્વી બનાવી, તેના શ્રમને સાર્થક કરશે. માટેજ ગીતામાં ઉપદેશ કર્યો છે કે, 'તારૂં કામ કેવળ કર્મ કરવા પૂરતુંજ છે, ફલ કે પરિણામની આશા ઉપર બેસી રહેવાનો તને અધિકાર નથી. ગીતામાં વળી એમ પણ કહ્યું છે કે, 'સારાં કામ કરનારની કદિ દુર્ગતિ થતી નથી.'

(૫૧) (૩;૨૧)

"વાયુને કોણ કહેવા જાય છે કે ભાઈ, જઈને અગ્નિને મદદ કર!" અહીં ભાવાર્થ એ છે કે સાચા સ્નેહીઓને કદિ સહાય કરવા સારૂ કહેવું પડતું નથી.

આપણી આપત્તિના વખતમાં પોતાની ફરજ સમજી તેઓ વગર તેડે આપોઆપ આવી પહોંચે છે. સજ્જનો હંમેશાં વગર કહ્યેજ બીજાને પોતાથી થઇ શકતી મદદ કરે છે. સૂર્યમુખી કમળને સૂર્ય અને ચન્દ્રમુખી કમળને ચન્દ્ર પ્રફુલ્લિત કરે છે, તેમાં તેમને કોઇને કદિ કાંઇ કહેવું પડે છે? વાદળાં વગર માગેજ આપણને પાણી આપે છે. મતલબ કે સજ્જનોનો સ્વભાવજ એવો હોય છે કે કહ્યા વગર બીજાને મદદ કરવી.

(૫૨) (૩;૨૮)

"એકને એકજ માણસમાં સઘળા ગુણોનો સમાવેશ કરી દઇ, તેને કોઈ પણ જાતના ખોડખાંપણ વિનાનો બનાવવાનો સરજનહાર (બ્રહ્મા) નો સ્વભાવ જણાતો નથી." આ સંસારમાં કોઇ પણ મનુષ્ય સર્વ વાતે સંપૂર્ણ કે સર્વગુણસંપન્ન કોઇનાએ જોવામાં આવી શકશે નહિ. પૂર્ણ તો એક માત્ર પરમેશ્વરજ હોવાથી તેના સિવાય બીજાં બધાં પ્રાણી, કોઇને કોઇપણ પ્રકારે અધૂરાં અગર ખામીનાં ભરેલાંજ જણાશે. એજ આશયથી નડિયાદના

સુપ્રસિદ્ધ સ્વર્ગસ્થ લેખક દોલતરામ કૃપારામ પંડ્યા એ કહ્યું છે કે, 'સર્વે વસ્તુ સદોષ સંસૃતિ વિષે, નિર્દોષ એકો હરિ:.'

(૫૩) (૩;૪૦)

"જે જીતેન્દ્રિય છે, અર્થાત જેમણે પોતાના મન આદિ ઇન્દ્રિયો ઉપર જીત મેળવી, તેમને પોતાને તાબે કરી છે, તેવા પોતાની જાત ઉપર જોર રાખવાવાળાની સમાધિ અગર નિષ્ઠા, વિઘ્નોના સમુદાય વચ્ચે પણ કદિએ ચલાયમાન થશે નહિ." કેમકે પાછળ કાલિદાસે કહ્યું છે કે ધીર પુરૂષો વિકાર ઉત્પન્ન થવાનું ખાસ કારણ મળ્યા છતાં પણ વિકારના ગુલામ બની જતા નથી; પરંતુ આત્મસંયમવડે વિકારને વિદારવા સમર્થ થઈ શકે છે.

[૫૪] (૩;૬૩)

"અલૌકિક શકિત ધરાવનારા મહાપુરૂષોનાં વચન કદિ મિથ્યા ઠરતાં નથી. તેઓ જે કહે છે કે બોલે છે, તે પ્રમાણેજ થાય છે." શાકુન્તલમાં કહ્યું છે કે, સજ્જનોની ચિત્તની વૃત્તિઓજ પ્રત્યક્ષ પ્રમાણરુપ છે. ભવભૂતિ પણ કહે છે કે મહાત્માઓની વાણીની પાછળ અર્થ આપોઆપ ઘસડાઇ ઘસડાઇને દોડયો દોડયો જાય છે. મતલબકે તેઓ સત્ય સંકલ્પવાળા અને શુદ્ધ નિષ્ઠાવાળા હોવાથી, તેઓ જે કહે છે તે ફળે છે-સિદ્ધ થાય છે.

## ચતુર્થ સર્ગ.

(૫૫) (૪; ૨૬)

"સ્વજન અર્થાત્ પોતીકાં સગાં સંબંધીઓને જોતાં વારનેજ, અન્તઃકરણમાં કેદ થઇ રહેલા દુઃખનો દરવાજો ખુલી જઇ તે દુઃખને ખાલી કરી નાંખે છે." અહીં ભાવાર્થ એ છે કે પોતીકા માણસની આગળ દુઃખનો ઉભરો ખાલી કર્યાથી, દુઃખની અગાઉ જે અસહ્ય તીવ્ર વેદના થયાં કરતી હોય, તેમાં ઘણે દરજ્જે ઘટાડો થઇ, તે દુઃખ કાંઇક અંશે શાન્ત થયા જેવુંજ આપણને જણાય છે. દુઃખમાં ભાગ લેનાર ભાગીદાર મળ્યાથી દુઃખ ભાંગે છે. સુભાષિત પણ કહે છે કે, પોતીકા માણસને આપણા દુઃખના ભાગી બનાવવાથી, દુઃખની અસર અગાઉના જેટલી તીવ્ર રહેતી નથી.

(૫૬) (૪; ૩૩)

"ચન્દ્રમાના અસ્ત થવાની સાથેજ ચાંદની પણ અસ્ત પામી જાય છે; વાદળાંની સાથે વીજળી પણ ઢંકાઇ જાય છે; જડ વસ્તુઓ પણ પોતાના વર્તનવડે એ વાત સાબીત કરી રહી છે કે સ્ત્રીનો આધાર એક માત્ર તેનો પતિજ છે." એ વાત કેવળ પુસ્તકોનાં પાનાં ઉપરજ જોવામાં આવે છે એમ નથી; પરન્તુ એનાં ઉદાહરણ તો જીવ વગરના જડ પદાર્થોમાંથી પણ અનેક જડી આવે છે.

(૫૭) (૪;૪૪)

"સૂર્યના કિરણથી સુકાઇ ગએલી નદી, ઉનાળાના દિવસ વીત્યાબાદ, ફરીથી પાછી ખરેખર પાણીથી ભરપૂર ભરાઇ જવાની." અહીં ભાવાર્થ એ છે કે દુઃખ અને સુખ કદિ કાયમને માટે એકની એકજ સ્થિતિમાં ટકી નથી રહેતાં. કુદરત પોતે એ વાતનું ભાન કરાવી રહી છે. ભર્તૃહરિ પણ એજ આશયથી કહે છે કે, કપાઇ ગયા છતાંએ ઝાડ ફરીથી ઉગી શકે છે; એક વખત ક્ષીણતાને પ્રાપ્ત થવા છતાં પણ ચન્દ્ર ફરીથી વૃધ્ધિ પામી શકે છે. સમુદ્રમાં પણ ભરતીઓટ થયાં કરે છે. તેથીજ મેઘદૂતમાં કાલીદાસે કહ્યું છે કે, સુખ-દુઃખની દશા ગાડીનાં પૈડાંની પેઠે તળે ઉપર થયાં કરે છે. આપણા કવિઓએ પણ સુખ દુઃખની રેંટમાળ કહી છે.

## પંચમ સર્ગ

(૫૮) (૫;૧)

"સ્નેહી સ્વજનનો સાચો સ્નેહ સંપાદન કર્યાથીજ સુન્દરત્તા સાર્થક થાય છે-સફળ બને છે." પોતાના લાયક પતિ પ્રાપ્ત થયાથી સ્રીનું સુન્દર સ્વરૂપ સાર્થક બને છે. પતિવડેજ તેના રૂપની શોભા છે.

(૫૯) (૫;૫)

દૃઢ નિશ્ચય કરી ધારેલું કાર્ય પાર પાડવા એકકે

પગે થઇ રહેલા મનને તથા ઉપરથી નીચે વહેતા જળની ગતિને કોનાથી રોકી શકાય તેમ છે ?"

મતલબ કે એ બન્ને કામ એક સરખાં અશકય છે. કેમકે જીવ જાય તો ભલે, પણ હાથ પર લીધેલું કાર્ય પાર પડવું જોઇએ. એવી દૃઢ ટેકથી, જેઓ કર્ત્તવ્ય બજાવ્યા જાય છે, તેમને આપત્તિ કે સંકટની પરવા હોતી નથી; તેથી તેઓ સહજ પોતાનો મનોરથ સિદ્ધ કરી શકે છે. ભર્તૃહરિ પણ આજ આશયનું સમર્થન કરતાં કહે છે કે અનેક પ્રકારનાં સંકટોવડે ચોગરદમથી ઘેરાઇ રહેવા છતાં બહાદુર ધીર પુરૂષ કદિ હિમ્મત હારી જતો નથી. અગ્નિની જવાળાને ગમે તેટલી નીચી રાખવા છતાં તે કદિ પણ જમીનનો સ્પર્શ નહિ કરે. પાછળજ કહેવામાં આવ્યું છે કે વિઘ્નોનો સમૂહ પણ જીતેન્દ્રિય પુરૂષના ટેકને ચુકાવવા શકિતમાન થતો નથી.

(૬૦) (૫;૮)

"કમળનું ફૂલ એકલા ભમરાના ઝુંડવડે શોભીતું દેખાય છે એમ નથી; લીલની અંદર આવેલું હોવા છતાં તે (કમળ) તેટલુંજ સુશોભિત અને સુંદર દેખાય છે." અહીં તાત્પર્ય એ છે કે જેનામાં ખરેખરી ખૂબસુરતી છે, એવી કુદરતી સુંદરતા ધરાવનારી વસ્તુ, કદરૂપા પદાર્થોની

સાથે કદાપિ ભેળી થઇ હશે, તોપણ તેથી તેની સ્વાભાવિક સુંદરતાનો કદિ નાશ થશે નહિ.

(૬૧) (૫;૩૩)

"ધર્મ્ય કર્મ કરવાનું અર્થાત્ ફરજરૂપે બજાવવાનાં કામ કરવાનું મુખ્ય સાધન શરીર હોવાથી, તેનું આરોગ્ય જાળવી રાખવાની ખાસ જરૂર છે." આરોગ્ય એજ દોલત છે. ગુજરાતીમાં કહેવત જાણીતી છે કે, 'પહેલું સુખ તે જાતે નર્યા.' મતલબકે શરીર સારૂં હોય તોજ સર્વ કાંઇ થઇ શકે છે. માટે શરીરની સૌથી પ્રથમ સંભાળ લેવાવી જોઇએ.

(૬૨) (૫;૩૮)

"એક બીજા જોડે સહેજ વાતચીત થયાથી અગર સાત ડગલાં સાથે ચાલ્યાથી, સજ્જનોનો પરસ્પર સ્નેહ જોડાય છે" રઘુવંશમાં પણ કહ્યું છે કે, વિદ્વાનવર્ગમાં તો વાતચીત થવાથીજ પરસ્પર મિત્રતાનો સંબંધ બંધાય છે. વળી લગ્ન પ્રસંગે જે સપ્તપદીની વિધિ રાખવામાં આવી છે, તે પણ આજ ભાવનું સમર્થન કરે છે.

(૬૩) (૫;૪૪)

"ચંદ્રમા અને તારાના ઝુમખાથી ભરપૂર રાત્રિ, શું કદિ સમીસાંજના સમયની ને અરૂણોદયની રતાશની બરોબરી કરી શકે તેમ છે?" મતલબકે સમય અને સ્થિતિના પ્રમાણમાંજ સર્વ કાંઇ સારૂં લાગે છે. જુવાનીમાં ઘડપણનો

પોશાક ઠીક લાગતો નથી; તેમજ ઘડપણમાં જુવાનીનો ઝપકો કાંઇ પણ શોભતો નથી.

(૬૪) ૫;૪૫)

"કિંમતી રત્ન કદિ કોઇને શોધવા નીકળતું નથી; તેને મેળવવા સારૂ સર્વ કોઇ ઢુંઢવા નીકળી પડે છે." અહીં તાત્પર્ય એ છે કે યોગ્ય મહાપુરૂષને પોતાનો આદર સત્કાર કરવા સારૂ બીજાને કહેવું પડતું નથી; તેના ઉત્તમ ગુણોજ તેમ કરવાની ફરજ પાડતા હોવાથી, તેવા પુરૂષનું સઘળા વગર કહ્યેજ સન્માન કરે છે.

(૬૫) (૫;૭૫)

"જેઓ નીચ અને મૂર્ખ છે, એવા દુર્જન લોકો મહાપુરૂષોનાં અદ્દભુત તથા સમજી ન શકાય તેવાં અસાધારણ સારાં કામ અને ગુણોની સદા નિન્દા કર્યા કરે છે." દુર્જન લોકો નિન્દા કરવામાંજ સદા શૂરા હોય છે. સુભાષિત કહેછે કે, બીજાની સાથે વાદવિવાદ કરવાને, દુર્જનોને દશ મોઢાં હોય છે; બીજાનાં છિદ્ર શોધી કાઢવામાં તેઓ હજાર આંખવાળા બની જાય છે; અને સદ્દગુણી સજ્જનોની નિન્દા અને ઝાટકણી કરવા સારૂ તેમનામાં હજાર હાથ જેટલું બળ આવે છે. ભર્તૃહરિએ પણ કહ્યું છે કે, એવો કયો સદ્દગુણ છે કે જે દુર્જનોની નિન્દામાંથી બચી ગયો છે? નમ્રતાને તેઓ જડબુદ્ધિ

કહીને વગોવે છે; ધર્માનુષ્ઠાનને તેઓ દંભ કહીને નિન્દે છે; સાધુ જીવનને તેઓ કપટ કહે છે; શૂરવીરના ઉપર ઘાતકી-પણાનો આરોપ મૂકે છે; તપસ્વી મુનિને મૂઢ કહીને વગોવ્યા વિના નથી રહેતા; બોલવાની મીઠાશને દીનતા કહી ઉતારી પાડે છે; જુસ્સાવાળા તેજસ્વી પુરૂષને ગર્વિષ્ઠ ને અહંકારી કહીને વગોવે છે; વકતૃત્વશક્તિને (બોલવાની સારી છટાને) વાચાળપણું કહી વગોવ્યા વગર રહેતા નથી; અને નિવૃત્તિપરાયણ મનુષ્યને તેઓ નિર્માલ્ય દમ વિનાનો કહીને ઉભા રહે છે. મતલબકે સજ્જનોની નિન્દા કરવી, એ તો દુર્જનોનો કુદરતી ને સ્વાભાવિક રિવાજ છે.

(૬૬) (૫;૮૬)

"સારાં મોટાં કામમાં અગાઉ વેઠેલો શ્રમ, તે કામ પાર પડીને સફળ થયે, તદ્દન નવીન સ્વરૂપ ધારણ કરી, આગળના સઘળા થાકને દૂર કરે છે, તથા શરીરમાં નવું જોમ આણી, આખરે સુખરૂપ થઇ પડે છે."

ગુજરાતી ભાષામાં પણ કહેવત જાણીતી છે કે, 'કામનો કંટાળો એ ભવિષ્યનો ભુલાવો છે.' 'જેણે કામ કર્યું તેણે કામણ કર્યું.' અંગ્રેજી ભાષાના સુવિખ્યાત કવિ કાઉપર (Cowper) પણ 'ચાકરી કરે તે ભાખરી પામે,' 'દુઃખ વેઠે તે સુખ પામે' એ ભાવનું સમર્થન કરે છે.

રઘુવંશના ત્રીજા સર્ગમાં પણ કહ્યું છે કે 'સારાં કામને સારૂ વેઠેલો શ્રમ કદિ નિષ્ફળ જતો નથી.' ભર્તૃહરિ પણ કહે છે કે, શેષનાગ પૃથ્વીનો ભાર રાતદિવસ ઝીલી રહ્યા છે, તેને શું ભાર નથી લાગતો? કંટાળાથી શા માટે તેઓ પૃથ્વીને કદિ ફેંકી દેતા નથી. સૂર્ય ઘડીભર જંપ લીધા વિના, સતત શ્રમ વેઠ્યાં કરી, પ્રાણીમાત્રને પ્રકાશ પૂરો પાડે છે, તેને શું કદિ થાક નથી લાગતો? પરન્તુ ખરી વાત તો એ છે કે હાથ પર લીધેલું કાર્ય છોડી દેવા કરતાં સાચો પુરૂષ પ્રાણ ત્યાગ કરવાનું વધારે પસંદ કરે છે; કેમકે ધારેલું કામ પાર પાડવું એ સજ્જનોનો પેઢી-ધર પેઢીથી ઉતરી આવેલો ધર્મ છે.

### ષષ્ઠ સર્ગ

(૬૭) (૬; ૨૨)

"બધી બાબતમાં સ્ત્રી પુરૂષનો ભેદભાવ ન રાખવો," અર્થાત્ અમુક તો પુરૂષ છે માટે સારો હોવોજ જોઈએ, અને અમુક વ્યક્તિ સ્ત્રી હોવાથી તેનાથી તેવું ઉત્તમ કાર્ય કદિ થઇ શકેજ નહિ, એવો એક તરફી વિચાર કેવળ ભૂલ ભરેલો હોઇ, ભ્રમ માત્ર ગણાશે. સજ્જનોની નજરે તો નર્યું ચરિત્રજ માન આપવા યોગ્ય મનાય છે." અહીં તાત્પર્ય એ છે કે, સજ્જન લોકો અમુક વ્યક્તિ માનને પાત્ર છે કે નહિ. તેનો નિર્ણય કરતી વખતે તે સ્ત્રી છે

કે પુરૂષ છે, તેનો વિચાર નથી કરવા બેસતા. તેનામાં ગુણો છે કે નહિ, તેનોજ ફકત વિચાર કરી, ગુણવાન સ્ત્રી તથા પુરૂષ, એ બેઉનો એક સરખી રીતે તેઓ આદરસત્કાર કરે છે. ભવભૂતિએ પણ એજ આશયને લઇને કહ્યું કે, ગુણીજનના ગુણજ આદરને પાત્ર છે; માન આપવામાં તેટલા માટે વ્યકિતના ગુણનોજ ફકત વિચાર કરવાનો છે, નહિ કે સ્ત્રી—પુરૂષ આદિ જાતિ, અગર નાની મોટી ઉમ્મરનો.

(૬૮) (૬;૨૦)

"મોટા લોકો જયારે કોઇ માણસના કામનાં વખાણ કરી માન આપે છે, ત્યારેજ તેને પોતાના ઉત્તમ ગુણો અગર સારાં કામોની ખાત્રી થઇ, તેપર વિશ્વાસ બેસી શકે છે." શાકુન્તલમાં પણ એજ મતલબથી કહ્યું છે કે, જયાંસુધી પોતાના કાર્યથી વિદ્વાન લોકોનાં મન રાજી થયાં નથી, ત્યાંસુધી કોઇ પણ કામમાં મેળવેલી કુશળતાની માણસને ખાતરી થઇ શકતી નથી. મોટા મોટા પંડિતોને પણ એ કારણથી પોતાની જાતના ઉપર ઝટ વિશ્વાસ બેસતો નથી. અહીં તાત્પર્ય એ છે કે પ્રતિષ્ટિત પુરૂષોએ જેમનાં વખાણ કર્યાં છે, તેવા ભાગ્યશાળી લોકોનેજ ખરેખરા ગુણવાન સમજવા જોઇએ.

(૬૯) (૬;૨૯)

"સજ્જનોની સાથે જોડવામાં આવેલા સંબધનું પરિણામ કદિ દુઃખદાયક નીવડતું નથી." સજ્જનોનો મૂળ સ્વભાવ

હંમેશાં જેવોને તેવોજ કાયમ રહેતો હોવાથી, દુર્જનોની પેઠે તેઓ કદિ ઘડીકમાં ગુસ્સે અને ઘડીકમાં રાજી થઇ જતા નથી. તેમનામાં વિવેકબુદ્ધિ તેમજ દ્રઢતા હોવાથી તેમની સાથે કામ પાડવાથી દુઃખી થવાનો વખત આવતો નથી, તેથી સજ્જનનો આશ્રય કરવાનો બોધ કરેલો છે. કુસંગનાં પરિણામ બહુ માઠાં નીપજે છે; માટે કહ્યું છે કે, મૂર્ખ મિત્ર કરતાં દાનો દુશ્મન હજાર દરજ્જે બહેતર છે.

## અષ્ટમ સર્ગ

(૭૦) (૮;૫૭)

"અવિવેકી ને ઓછાં પાત્રના હાથમાં અધિકારની સત્તા આવી, એટલે તે અવશ્ય વિવેકને વિસારી દઇ ઉંચ–નીચ, ભલા કે ભુંડા વગેરેનો તફાવત ગણ્યા વગર, સર્વની સાથે મનમાંની સ્વછંદી રીતેજ વર્તવાનો." આ પ્રસંગમાં કવિ દલપતરામની નીચેની કડીઓ બેશક જાણવા જોગ પડશે:—

"પુરી એક અંધેરી ને ગંડુ રાજા,
ટકે શેર ભાજી, ટકે શેર ખાજા."

મતલબકે એવા અવિવેકીની નજરમાં ગોળ અને ખોળ બધુંય એકજ ગણાતું હોવાથી, બધાને તે એક્કી લાકડીએ હાંકે છે.

(૭૧) (૮;૬૫)

"અમુક સમય પર, અમુક પ્રકારના ખાસ સંજોગોને લીધે, ઉત્પન્ન થએલો વિકાર સરલ સ્વભાવના સજ્જનોમાં

માત્ર ક્ષણભર રહે છે અને તેમનામાં કદિ ઘર ઘાલી બેસતો નથી. જેવો એકાએક ઉત્પન્ન થવા પામ્યો, તેવોજ અનાયાસે આપોઆપ ચાલ્યો જાય છે." અહીં કવિ એમ કહેવા માગે છે કે મોટા ઠરેલ માણસોનો સ્વભાવ હંમેશાં શાંત રહે છે. કોઇ ખાસ કારણને લઇને, કદાચ કોઇ પ્રસંગે તેમને ક્રોધ ચઢશે તો ખરો, પરન્તુ તરતજ દૂધના ઉભરાની પેઠે તે શમી જતો હોવાથી ઝાઝો વખત ટકશે નહિ; તેમજ તેમને હાથે કોઇ પણ પ્રકારનું નુકસાન પણ થવા દેશે નહિ.

(૭૨) (૮;૬૬)

"ઉચાને માથે ચાંદની આવી રહેલી છે; રાત્રિનો અંધકાર નીચે છવાઇ રહ્યો છે; આ ઉપરથી સમજી શકાય છે કે વિધાતાએ ગુણદોષની ગતિ, તેની લાયકાતના પ્રમાણમાંજ રાખેલી હોવી જોઇએ.' સુભાષિત પણ આજ આશયથી કહે છે કે, ગુણવાન અને ગુણરહિત, એ બન્નેની વચ્ચે જે મોટો ફરક છે, તે આપણને કુદરતજ સ્પષ્ટ કહી આપે છે. સોનાનો હાર કીંમતી હોવાથી કંઠમાં [ગળામાં] જઇને બેઠો છે; અને ઝાંઝર તેવાં કીંમતી નહિ હોવાથી, તેને પગ ઉપર સ્થાન મળ્યું છે

દશમ સર્ગ

(૭૩) (૧૦;૭)

"પોતાનાં વખાણ કોને ગમતાં નથી ?" મતલબ કે સૌ કોઇ પોતાનાં વખાણ સાંભળીને ખુશ થાય છે. લોકોમાં સામાન્ય કહેવત થઇ પડી છે કે, 'પ્રશંસા તો પરમેશ્વરને પણ પ્રિય હોય છે.'

(૭૪) (૧૦;૨૪)

"ફરજીયાત કામ સ્ફુર્તિ વાપરી તાકીદે કર્યાથી, જરૂર ફતેહ મળે છે." અર્થાત્ પોતાને જે કામ કર્યા સિવાય ચાલે તેમ ન હોય, એવા ફરજીયાત કામમાં કંટાળી જઇ, તે કામ મુલતવી રાખવાને બદલે, ગમે તેટલું તે મુશ્કેલ હોય, તોપણ ચીવટથી અને ખંતથી, તે કામ પૂરૂં થતાં સુધી, તેમાં રાતદિવસ મચ્યા રહેવાથી, તેમાં જરૂર ફતેહ મળે છે. રઘુવંશમાં પણ કહ્યું છે કે કોઇ કામમાં કાંઇપણ ખલેલ પડવા દીધા વગર, તે કામ પૂરૂં થતાં સુધી લાગલાગટ ચાલુ રાખવું એ, તે કાર્ય પાર પાડવાનું ખાસ લક્ષણ છે. અંગ્રેજી ભાષામાં તેટલા માટે મુલતવી રાખવા વિરૂદ્ધ કહેવત જાણીતી છે કે 'વિલંબ એ વખત લૂંટી લેનારો ચોર છે.' સનક ઋષિ ફરજીયાત કામમાં પ્રમાદ સેવો વિલંબ કરવો તેને મનુષ્યનું એક પ્રકારનું મૃત્યુ ગણાવે છે.

કાર્યસિદ્ધિની એ ખાસ કુંચી હોવાથી, ફરજીયાત કામમાં કદિ કોઇએ કાયર બની, પ્રમાદ નહિ સેવવો જોઇએ.

એકાદશ સર્ગ

(૭૫) (૧૧;૧૧)

"રત્નની ખાણમાં રત્ન પેદા થઇ શકે." મતલબકે રત્નોનું રત્નાકરમાં–સમુદ્રમાં–હોવું એ બધી રીતે બની શકે તેવું છે. તાત્પર્ય એ છે કે સારામાં સારી જગાએથી ઉત્તમ વસ્તુ મળી આવે એ બનવાજોગ છે; તેમાં આશ્ચર્ય પામવા સરખું કાંઈ નથી.

દ્વાદશ સર્ગ

(૭૬) (૧૨;૫૮)

"પોતાની ઈચ્છા પાર પડે કોનું હૃદય આનંદથી ઉભરાઇ જશે નહિ ?" પોતાનું ધાર્યું થવાથી સૌ કોઇ રાજી થયા વિના રહેતું નથી. કેમકે પોતાની મતલબ પાર પાડવા, મનુષ્ય માત્ર, જીવના જોખમે પણ રાતદિવસ મહેનત કર્યા કરે છે. ધાર્યું પાર પડે સર્વ કોઈ પોતાને કૃતકૃત્ય સમજશે.

પંચદશ સર્ગ.

(૭૭) (૧૫;૨૬)

"ખોટા મમતથી અંધ બની રહેલા મન ઉપર મોટા પુરૂષોના શિખામણના શબ્દોની કહિયે કાંઈપણ અસર

નહિ થતી હોવાથી, તેવા આપમતીયા માણસને એવાં હિતનાં વચનો નકામાં છે." જીદ્દીમાણસ કોઈનું કહિ સાંભળતો નથી. તેતો પોતાનું ધાર્યું કરે છે. મૂર્ખને કરેલો ઉપદેશ નકામો નીવડે છે; કારણકે તેથી ઉલટો તે તો ગુસ્સે થાય છે. કોયલાને ગમે તેટલો ધોવા છતાં તે જેમ ઉજળો થતો નથી તેપ્રમાણે સજ્જનની શિખામણથી મૂર્ખ માણસના મનનો મેલ જવો મુશ્કેલ છે.

# મેઘદૂત

## (પૂર્વમેઘ.)

(૭૮) (શ્લોક.૬)

"પ્રાર્થના પોતાના કરતાં ગુણમાં ચઢિયાતા મનુષ્યની આગળ કરવામાં આવેલી હોય અને તે નિષ્ફળ થઇ હોય, તોય તે પરિણામે હાનિકારક નિવડતી નહિ હોવાથી સારીજ સમજવી; પરન્તુ સફલ થએલી નીચ જનને કરેલી પ્રાર્થના નકામીજ જાણવી." અહીં તાત્પર્ય એ છે કે ઉત્તમ પુરૂષથી કદાચ આપણું કાર્ય નહિ થઇ શકશે, તોય પોતાને કરવામાં આવેલી પ્રાર્થનાનો તીરસ્કાર કરી, યાચકની પાછળથી હાંસી કે ફજેતી તો નહિજ કરે. અને નીચ મનુષ્ય મનમાં આવશે તો માગણીનો સ્વીકાર કદાપિ કરશે ખરો, પરન્તુ પોતે કરેલા પરાક્રમની પ્રશંસા સો

ઠેકાણે પોતાને મુખે કર્યા કરી, જ્યાં ત્યાં કહેતા ફરશે કે અમુક માણસના ઉપર મેં અમુક અમુક પ્રકારનો ઉપકાર કર્યો છે, જેથી ગરીબ બિચારા ઉપકૃત થએલા યાચકને બધી જગાએ હંમેશને માટે શરમાવું પડશે.

(૭૯) (શ્લો.૧૯)

"મોટા માણુસના ઉપર જો કાંઇક ઉપકાર કરશો, તો તે ઉપકારનો અંકુર તેમના સદ્ભાવના જળવડે સિંચાઇ, થોડીવારમાંજ ઉત્તમ ફળ આપ્યા વિના રહેશે નહિ." સજ્જન પોતાના પર થએલા ઉપકારની સારી કદર કરી શકતો હોવાથી, તે કદિ કૃતઘ્ની કે નીમકહરામ નીવડતો નથી. ઉપકારની કદર કરી શકનારો કૃતજ્ઞ (કદરદાન) માણસ બીજાનું ગમે તે પ્રકારે દેવું કરતો હોવા છતાં, દેવું વાસ્તવિક રીતે કરતો નથી; પરન્તુ (મનવડે) તે તરતજ દેવું વાળી દેતો હોવાથી, અર્થાત્ ઉપકારની યોગ્ય કદર કરી શકતો હોવાથી, તે સદાને માટે અનૃણી (બીન દેવાદાર) અને છુટોજ છે.

(૮૦) (શ્લો.૨૦)

"અંદરથી જે અધૂરા અગર ખાલી હોય છે, તેજ હલકા (સત્ત્વવિનાના) નીકળે છે; પરન્તુ જે પૂર્ણ હોય છે, તે હંમેશાં ભારે (ગૌરવશાલી તેમજ પ્રતિષ્ઠિત) જોવામાં આવે છે." ગુજરાતી ભાષામાં એને સારૂ કહેવાય છે કે,

'અધુરો ઘડો છલકાય ભારે,' 'ખાલી ચણો વાગે ઘણો,' "ઢમઢોલ ને માંહે પોલંપોલ." સુભાષિત પણ એ સંબંધમાં કહેછે કે ઉત્તમ મનુષ્ય કદિ હદથી ઝાઝું બોલતો નથી; પરંતુ અધમ માણસ હંમેશાં બહુ બકવાદ કર્યાં કરે છે. કાંસાના વાસણનો જેટલો અવાજ થાય છે, તેટલો સોનાના વાસણનો થતો નથી. એવા છાલકા માણસોનું ભર્તૃહરિએ પોતાના નીતિશતકમાં નીચે પ્રમાણે બહુ અસરકારક વર્ણન કર્યું છે:–જ્યારે હું સહેજસાજ–કાંઇક કાંઇક–જાણતો હતો ત્યારે હું હાથીના જેવો મદથી છલકાઇ ગયો હતો; અને તે વખતે હું મારી જાતને સર્વજ્ઞ સમજતો હતો. પરન્તુ જ્યારે વિદ્વાનોની પાસેથી ખરેખરો બોધ લેવા લાયક કાંઇક જ્ઞાન મળ્યું, ત્યારે મારો અગાઉનો અહંકાર દૂર થઇ જઇ, મને એમજ લાગ્યું કે હું તો મૂર્ખજ છું. ખરૂં જાણવા લાયક હજી મેં કાંઇજ જાણ્યું નથી. હિન્દીમાં પણ એજ આશયથી કહ્યું છે કે "બડા બડાઇ ન કરે, ઓર બડા ન બોલે બોલ; હીરા મુખસેં કયું કહે લાખ હમારા મોલ."

(૮૧) (શ્લો.૩૯)

"મિત્રને એક વખત આશા આપી તેનું કોઇ કામ કરી આપવાનો વાયદો કર્યા પછી કોઇને પણ તેમાં ઢીલ કરવાનું મન થશે નહિ" મિત્રનું કામ વગર કહે કરી આપે, તેજ સાચો મિત્ર કહેવાય છે. કહ્યા વગર કામ કરી આપવાની

જેની ફરજ છે, તે મિત્ર એક વાર આશા આપી હોય તો પછીથી સુસ્તી કેમ રાખી શકે ? જરૂર પડે માથું આપતાંએ જે પાછી પાની ન કરે [અને તે પણ વગર કહે, માત્ર પોતાની ફરજ સમજીને] તે સાચો મિત્ર છે.

(૮૨) (શ્લો.૫૪)

"સારા માણસો શરણે આવેલાનું દુઃખ દૂર કરવામાં પોતાની સંપત્તિ અગર વૈભવની સફલતા સમજે છે." કહ્યું છે કે કાગડો પણ લાંબુ આવરદા ભોગવીને બલિ ખાય છે; પણ તેનું જીવતર તેથી સાર્થક થતું નથી. દુઃખીઆનું દુઃખ જે મટાડી શકે છે, તેજ માણસનું જીવ્યું સાર્થક ગણાય છે. કેમકે સારા માણસોનાં વૈભવ-સંપત્તિ બીજાનું શ્રેય સાધવા પૂરતાંજ છે.

(૮૩) (શ્લો.૫૫)

"કામ કરતાં પહેલાં, તેના પરિણામનો વિચાર પ્રથમથી કરવાની વિવેકબુદ્ધિને વિસારી દઇ, કોઇ કામ વગર વિચારે કરવાથી, આપણો મનોરથ તો પાર પડતોજ નથી, પરન્તુ આપણે ઉલટા નાસીપાસ થઇએ છીએ અને પસ્તાઇએ છીએ." ભર્તૃહરિએ પણ એજ મતલબથી કહ્યું છે કે વગર વિચારે એકદમ કરવામાં આવેલું કામ પરિણામે માણસના હૃદયમાં કાંટાની પેઠે રોજ ખુંચ્યાં કરે છે. ગુજરાતીમાં

કહેવત છે કે, 'હોંસની ગઇ નાતરે તે સાલ્લો કાઢીને પાથરે' બેશક, અવિવેક સર્વ પ્રકારની આપત્તિઓનું નિવાસ સ્થાન છે.

(ઉત્તરમેઘ)

(૮૪) (શ્લો.૧૯)

"સૂર્ય અસ્ત પામ્યા પછી, કમળના ફુલથી, પોતાની મૂળની અસલી શોભા ટકાવી રાખી શકાતી નથી." મતલબ એ છે કે, માલિક ગયા બાદ, તેની દોલત, દેખરેખ નહિ રહેવાથી, ખેદાન મેદાન થઇ જાય છે.

(૮૫) (શ્લો.૩૨)

"જેમનું અન્તઃકરણ કુમળું છે, એવા પોચા હૃદયના માણસો હંમેશાં પૂરેપૂરી દયા રાખનારા હોય છે. અને ઘાતકી માણસનું હૃદય વજ્ર જેવું કઠણ રહેતું હોવાથી, તે કદિ કોઇના દુઃખથી પીગળતો નથી." અંગ્રેજી ભાષાના જાણીતા કવિ કોલરીજ કહે છે કે જે મનુષ્ય પશુ, પક્ષી આદિ તમામ પ્રાણીમાત્રને ચાહે છે, તેજ સારી પેઠે પ્રાર્થના કરે છે, અર્થાત્ તેજ સજ્જન છે.

(૮૬) (શ્લો.૪૯)

"સંસારમાં સુખી કે દુઃખી અવસ્થામાં જીંદગીભર કોઇજ નથી રહેતું. મનુષ્ય દશાની ગતિથી ગાડીના પૈડાંની પેઠે કદિ ઉંચે ચઢે છે–ઉંચો દરજ્જો મેળવી જાહોજલાલી ભોગવે છે–તો કોઇ દહાડો નીચે પણ ઉતરી પડે છે,

અથાત્ હાડમારીના દિવસ પણ તેને આવે છે.''સુખ–દુઃખ ગાડાનાં પૈડાંની પેઠે તળે ઉપર થયાં કરતાં હોવાથી, કોઇ વખત સુખ ભોગવવા મનુષ્ય ભાગ્યશાળી થાય છે, તો કોઇ વખત તેને દુઃખ પણ ભોગવવું પડે છે. એ બેમાંથી એક પણ નિત્ય ન હોવાથી; સુખમાં કદિ છલકાઇ ન જવું, તેમજ દુઃખથી ભાન ભૂલી કલેશ પણ કર્યા કરવો નહિ. નહિ. કહ્યું છે કેઃ–

"સુખ દુઃખ બે ફેરા ફરે, જયમ છાંય તડકો થાય છે;
આ ભાગ્યની લીલા તણા, પણ રંગ બહુ બદલાય છે."

(૮૭) (સ્લો, ૫૪)

"સજજનોશબ્દોથી નહિ પણ કામ કરી પોતાના વર્તનથી મિત્રની માગણીનો જવાબ વાળવાનું પસંદ કરે છે." અર્થાત્ શબ્દોવડે સહાય કરવાનું કહી, પાછળથી ઢીલ કરી, તે કાર્ય મુલતવી રાખવાને બદલે, સજજન મિત્રો બનતી તાકીદ થીજ મદદ કરે છે. ત્યારપછી, અર્થાત્ કાર્ય પૂરૂં થઇ રહ્યા બાદજ મિત્રો માગતીનો જવાબ મળ્યાનું જાણે છે.

# માલવિકાગ્નિ મિત્ર

## પ્રથમ અંક

(૮૮) (૧;૬)

"જેટલાં જૂનાં કાવ્યો છે, તેટલાં સઘળાં સારાં હોવાં જોઇએ, એવો નિયમ નથી." નવું જાણી, કોઇ કાવ્યને,

ખરાબ અગર ખામી ભર્યું ઠોકી બેસાડવું એ ઠીક નથી. સમજુ લોકો તો પ્રથમ પરીક્ષા કર્યા પછી અમુક વસ્તુના સારા નરસાપણાના નિર્ણય પર આવે છે. પારકાના વચન પર વિશ્વાસ રાખી, વગર વિચારે બીજાના દોર્યા જે દોરાય છે, તેમને મૂઢ જાણવા.

(૮૯) (૧;૩૫)

"જેવી રીતે વાદળમાંહેનું ટીપું છીપમાં પડવાથી મોતી બની જાય છે, તે પ્રકારે શિક્ષકના સદ્ગુણ સુપાત્ર શિષ્યના વિષે ઉત્તમરૂપ ધારણ કરી, તે શિક્ષકને યશસ્વી બનાવે છે" મતલબ એ છે કે સારો વિદ્યાર્થી હશે, તે ગુરૂ પાસેથી મેળવેલી વિદ્યામાં પોતાની યોગ્યતા વડે નિત્ય નવો ને નવો વધારો કરતો રહેશે. અને તેથી કરીને પોતાના શિક્ષકના શિક્ષણ અને શ્રમ એ બન્નેયને સાર્થક કરશે અને સર્વ ઠેકાણે એ રીતે તેનું ગૌરવ વધારશે.

(૯૦) (૧;૫૮)

"ખલેલ પહોંચાડનારાં મુશ્કેલ કામો બીજાની મદદ વગર એકલે હાથે થઇ શકતાં નથી. આંખો હોવા છતાંય," પણ અંધારામાં દીવાની સહાયતા વગર કાંઇપણ દેખી શકાતું નથી. તેથીજ કહ્યું છે કે 'વાડ વિના વેલો ન વધે' મહાન્ કાર્યો કદિ એકલે હાથે થઇ શકતાં નથી.

[૯૧] [૧;૧૧૬]

"જે લોકો ગુજરાન ચલાવવાના હેતુથી, માત્ર પોતાના પેટનો ખાડો પુરવા પુરતોજ શાસ્ત્રનો અભ્યાસ કરે છે, તેમને જ્ઞાનના વેપારી જાણવા. મતલબકે શિક્ષણનો આશય માત્ર આજીવિકાનું સાધન પુરૂં પાડવામાં સમાપ્ત નહિ થવો જોઇએ. વિદ્યા એ કલ્પલતા સમાન હોવાથી, મનુષ્યનાં મન, હૃદય અને આત્માનો વિકાસ કરી, તેનું સર્વ પ્રકારે યોગ્ય કલ્યાણ અને ઉન્નતિ કરવાની તેનામાં શકિત રહેલી છે. વિદ્યા પ્રાપ્ત કરવામાં આવા ઉચ્ચ આશયો સમાએલા છે અને તેટલા માટે એ ઉચ્ચ આશયો તરફ સર્વનું લક્ષ રહે એ ખાસ જરૂરનું છે.

(૯૨) [૧;૧૪૩]

"કોઇ પણ વિષયમાં એક સરખું જ્ઞાન ધરાવનારા હરીફો એક બીજાની ચડસા ચડસી કરી જરૂર એક બીજાનાં માંહોમાંહે છીંડાં કાઢયા કરવાના" કારણકે રખેને પોતા કરતાં બીજો વધી જઇ, ચઢિયાતો થઇ જશે, એવો દરેક હરીફને હંમેશાં ડર રહે છે.

દ્વિતીય અંક

(૯૩) (૨;૨૦)

"નિર્મળીના સંસર્ગથી જેમ મલિન પાણી સ્વચ્છ થાય છે, તેજ પ્રમાણે બુદ્ધિમાન વિદ્વાનના સંસર્ગથી અધમ

મનુષ્ય પણ ઉત્તમ બની જાય છે." કહ્યું છે કે સારી સોબત મનુષ્યનું શું શું કલ્યાણ નથી કરતી? તેની કુમતિને કાપી નાંખે છે, મનમાંનો મેલ ધોઇ નાંખે છે, અને પ્રાણી માત્ર તરફ દયાભાવ રાખતાં શીખવે છે. નીતિશતકનાં પણ એજ ભાવને વધારે સ્પષ્ટ કરતાં કહ્યું છે કે સારાની સોબત મનુષ્યનું સારૂં કરવાનું શું બાકી રાખે છે? તેની બુધ્ધિનું જાડાપણું દૂર કરે છે, વાણીમાં સત્યનું સિંચન કરે છે, માન વધારે છે, પાપ કાઢી નાખે છે, હૃદયને પવિત્ર બનાવે છે ને બધી જગાએ તેની આબરૂનો ફેલાવો કરે છે. સારા માણસનો સમાગમ કોની ઉન્નતિ કર્યા વગર રહે છે? સારાની સોબત તો સર્વ પ્રકારે સારૂંજ પરિણામ આણતી હોવાથી શંકરાચાર્યે પણ કહ્યું છે કે, સજ્જનની સંગતિ એક ક્ષણ વાર પણ થઇ હશે તો તે સંસારરૂપી સમુદ્ર તરવા સારૂ નૌકા-સમાન થઇ પડશે. સુભાષિત પણ એજ આશયથી કહે છે કે પુષ્પમાળાના પ્રસંગમાં આવ્યાથી સુતરનો દોરો પણ માથા ઉપર ધારણ કરવામાં આવે છે. સારાની સોબત સર્વ પ્રકારે સર્વનું સારૂંજ કરે છે.

(૯૪) (૨;૨૬)

"ઉપદેશકના જે ઉપદેશ વડે, સમાજ મલિન થવાને બદલે, અગ્નિમાં પડેલા સુવર્ણની પેઠે વધારે તેજસ્વી બને છે, તેવાજ ઉપદેશને સજ્જન લોકો શુદ્ધ ગણે છે." મતલબ

એ છે કે દેવતામાં જેમ સોનાને નાંખવાથી તેનો ચળકાટ વધે છે ને તે જેમ વધારે સુંદર બને છે, તેપ્રમાણે બહારથી કડવો ને કઠોર જણાતો શિખામણનો શબ્દ અમૃતસમાન મીઠું પરિણામ આણી, ખરેખર આશીર્વાદ સમાન ફળે છે. એજ આશયથી કવિ નર્મદાશંકરે કહ્યું છે કે "હિતુજનની શીખ કેરૂં કટુ ભાષણ છે ખરૂં,

તોય તે ઉપકાર માટે, વેર શું કરવા કરૂં?"

નડિયાદના કવિ દોલતરામ પંડયાએ પણ કહ્યું છે કે "કરજો પ્રભુ કીંમત સાર ગ્રહી; હિતવાકય મનોહર હોય નહિ."

## ચતુર્થ અંક

(૯૫)

"જે ભાગ ઉપર સર્પદંશ થયો હોય તે અંગને તરત કાપી નાંખવું, કે તે સ્થાનપર ડામ દેવડાવવો. અગર ત્યાંનું લોહી કાઢી નાંખવું, એજ મૃત્યુથી બચવાનો ઇલાજ છે." જે સ્થાનપર કોઇ પણ પ્રકારનો સડો પેઠો હોય, એવા કોહી ગએલા ભાગને કાપી નાંખવો, અને ત્યાંનું કોહાણ દૂર કરવું એજ ઉચિત ગણાશે.

# વિક્રમોર્વશીય

(૯૬) (અંક ૧, શ્લો.૧૫)

'પર્વતની ગુફામાંથી ગાજી રહેનાર સિંહની ગર્જનાનો ઘોર, ભલભલા હાથીઓને પણ ગભરાટથી થથરાવી નાંખે

છે." મતલબ એ છે કે પરાક્રમી માલીકના સેવકો પણ પોતાના માલીકના પ્રતાપે શત્રુઓને હંફાવવાની હામ ભીડી શકે છે. શાકુન્તલમાં પણ એજ આશયથી કહ્યું છે કે શેઠના સોંપેલાં મોટાં કામ નોકરો બરાબર બજાવી શકે છે, તે તેમના પ્રત્યે શેઠનો જે સદ્ભાવ હોય છે તેને લીધેજ. સૂર્યે અરૂણને પોતાનો સારથિ બનાવ્યો હોત નહિ તો તે કેવી રીતે અંધકારનો નાશ કરી શકત ?

(૯૭)

"નિરભિમાન એ વીરપુરૂષોનું ઘરેણું છે." અર્થાત્ વિનય વડેજ વીરત્વ શોભે છે. ઉછાંછળા થવાથી કિંમ્મત ઘટી જતી હોવાથી, મોટામાં મોટો વીર પુરૂષ પણ ઉદ્ધત હશે તો તે અવશ્ય વગોવાયા વિના રહેશે નહિ.

(૯૮) (અંક ૨, શ્લો. ૧૬)

"તપાવેલા લોઢાનો મેળ તેના જેવાજ બીજા તપાવેલા લોઢા સાથે સારો થઇ શકે છે." બન્નેમાં સ્નેહનું ખેંચાણ એક સરખું હોવાથી, તે બન્નેનો મેળ સરસ મળે છે ને જીવની પેઠે જોડાઇ જાય છે. જે એક સરખા પ્રકારના સ્વભાવ અને ગુણ વગેરે બધી બાબતમાં બીજા જોડે મળતા આવે છે તેમને પરસ્પર સારો બનાવ રહે છે. વાગેલો કાંટો કાઢવા માટે તેના જેવા બીજા કાંટાની જરૂર પડે છે.

ચોરના ગુણ ચોરજ જાણતો હોવાથી, ચોરને પકડવા સારૂ તેના જેવી લાયકાત ધરાવનારા બીજા ચોરની જરૂર પડે છે.

## તૃતીય અંક

(૯૯)

"પેટભરા ખાઉધરા માણસને આખો દિવસ ખાવાનીજ વાત ! ભોજન સંબંધીજ જયાં ત્યાં તેનું બોલવું થાય છે." ગુજરાતી ભાષામાં કહેવત જાણીતી છે કે "સુથારનું ચિત્ત બાવળીયે."

## ચતુર્થ અંક

(૧૦૦)

"કાળના કારણ રૂપ રાજાજ છે. અહીં મતલબ એ છે કે રાજા ચાહે તેવો જમાનો બની શકે છે. એ રાજાના હાથની વાત હોવાથી, પ્રજાનું યોગ્ય શાસન અને પાલન કરી, એ બાબતમાં તેનાથી સહજ પોતાનું ધારેલું પરિણામ આણી શકાય છે અર્થાત્ પોતાની મરજી માફક જમાનો ઘડી શકાય છે.

(૧૦૧) (૪;૧૩)

"પારકાનું ગમે તેવું ભારે દુઃખ હશે તે સ્વાભાવિક રીતે લોકોની નજરમાં નજીવું જણાવાનું." પોતાના દુઃખનો ખ્યાલ પોતાના મનને થઇ શકે છે, તેવો અન્ય કોઇને થઇ શકતો નથી. પોતાનો જોડો પોતાને કયાં ડંખે છે, તેની ખબર તે

જોડાના પહેરનારનેજ હોય છે, બીજા કોઇને તેનો બરાબર ખ્યાલ આવી શકતો નથી.

(૧૦૨) (૪;૧૫)

"સજ્જનો પોતાના કામ કરતાં પણ મિત્રના કામને વધારે જરૂરી જાણી સૌથી પહેલું તે કરે છે." મતલબ કે પોતાનું કામ છોડી દઇ મિત્રનું કામ કરે છે. સ્વાર્થ ત્યાગ વિના ખરી પ્રીતિ જન્મતીજ નથી.

## પંચમ અંક

(૧૦૩) (૫;૨૪)

"લક્ષ્મી અને સરસ્વતીનું વૈર લાંબો સમય થયાં ચાલ્યું આવ્યું છે. એકજ સ્થાનમાં એ બન્નેનું હોવું દુર્લભ ગણાય છે." અર્થાત્ જયાં વિદ્યા હોય છે ત્યાં પૈસો હોતો નથી અને શ્રીમંત ભાગ્યેજ વિદ્વાન જોવામાં આવે છે. પરમાત્મા પ્રત્યે એટલીજ પ્રાર્થના છે કે સજ્જનોની ઉન્નતિ અને કલ્યાણને ખાતર, એ લક્ષ્મી અને સરસ્વતીનો દુર્લભ સમાગમ પણ સુલભ થાઓ! ઇશ્વરકૃપાથી એકજ વ્યક્તિને વિદ્યા અને ધન પ્રાપ્ત થઇ, સરસ્વતી અને લક્ષ્મી એ બન્ને દેવીઓ જે એકને એકજ માણસ ઉપર પ્રસન્ન થતી નથી તે હવેથી થાઓ. કેમકે એ બન્ને દેવીની એક સરખી કૃપાથીજ મનુષ્ય ખરેખરો સુખી થઇ શકે છે.

# અભિજ્ઞાન શાકુન્તલ

## પ્રથમ અંક

(૧૦૪) (૧;૬)

"કોઈ પણ કાર્યમાં મેળવેલી કુશળતાની આપણને ત્યારેજ ખાતરી થઈ શકે કે જ્યારે વિદ્વાન લોકો તેનાથી બરાબર સંતોષ પામી તેનાં ખરા દિલથી મુક્ત કંઠે વખાણ કરે." ભલાભલા સમર્થ પંડિતોને પણ પોતાની જાત ઉપર ઝટ વિશ્વાસ બેસતો નથી. કુમાર સંભવમાં પણ એજ આશયથી કહ્યું છે કે, મોટા લોકો જ્યારે પોતાના કામનાં વખાણ કરી માન આપે છે, ત્યારેજ માણસને પોતાનાં સારાં કામોની ખાતરી થઇ, તે પર વિશ્વાસ બેસી શકે છે. મતલબ કે ગમે તેવી બુદ્ધિ ધરાવનારો વિદ્વાનમાં વિદ્વાન મનુષ્ય હશે તોપણ તેનું મન પ્રથમ તો ઢચુપચુ થવાનું. કેમકે મહાપુરૂષ હંમેશાં વિનયનમ્ર હોય છે.

(૧૦૫) (૧;૧૬)

"બનવાજોગ બનાવોનાં બારણાં બધેય બની રહે છે," અર્થાત્ જે વસ્તુ બનવાની છે, તેને કાંઇને કાંઇ પણ સાધન આપો આપ અનાયાસે મળી આવે છે. તેથી કહ્યું છે કે જે બનવાનું છે તેમાં કોઈથી પણ ફેરફાર થઇ શકતો નહિ હોવાથી, તે નહિ બનવા યોગ્ય કદિ બનશે નહિ.

અને વિધાતાએ જેને નહિ બનવા લાયક ઠેરવ્યું છે, તે કદિ બનવાજોગ બની શકશે નહિ.

(૧૦૬) (૧;૨૦)

"લીલની વચ્ચોવચ્ચ આવી રહેલું હોવાછતાં પણ કમળની શોભામાં કદિ ઘટાડો થતો નથી. ચન્દ્રમાને વિષે આવી રહેલો ડાઘ શ્યામ વર્ણનો હોવા છતાંય ચન્દ્રમાની શોભામાં વધારો કરે છે. જે વસ્તુ સ્વભાવથી સુન્દર છે, જેનામાં નૈસર્ગિક સુંદરતા છે, તેને આભૂષણ રૂપ બની કઇ વસ્તુ સુશોભિત કરતી નથી?" તાત્પર્ય એ છે કે, જેનામાં સાચું સૌન્દર્ય છે, તેના અંગ ઉપર ગમે તે પ્રકારનાં વસ્ત્ર હોવા છતાંય, સઘળી સ્થિતિમાં તે એક સરખી રીતે સુંદર જણાશે. કોઇ પણ અવસ્થા તેની સુંદરતાનું હરણ કરવા શક્તિમાન નથી.

(૧૦૭) (૧;૨૨)

"શુદ્ધ અન્તઃકરણવાળા સદાચારી સજ્જનોની ચિત્તવૃત્તિ શક પડતી બાબતોમાં નિર્ણય કરવા સારૂ ખાસ પ્રમાણ રૂપ થઇ પડે છે." મતલબ કે એવા મહાપુરૂષો નિર્ભ્રાન્ત હોઇ, તેમને કદિ મિથ્યા ભ્રમ કે ખોટી કલ્પના થતી નથી. તેથી તેઓ જે ધારે છે, અગર કહે છે તે ફળે છે, સિદ્ધ થાય છે.

## દ્વિતીય અંક

(૧૦૮)

"ફોલ્લાની જગ્યાપરજ પાઠું નીકળે છે." મતલબકે એક દુઃખનો છેડો આવ્યો ન હોય તે પહેલાં બીજું દુઃખ માથાપર આવી પડે છે. આપણામાં કહેવત છે કે, 'ફાટયામાં સૌ પગ ઘાલે;' 'દુકાળમાં અધિકમાસ;' 'પડયાપર પાટુ.'

## તૃતીય અંક

(૧૦૯)

"કોઇ પણ કાર્યનું ખરેખરૂં કારણ જાણ્યા વગર તેનો યોગ્ય ઇલાજ થઇ શકતો નથી" રોગની યોગ્ય પરીક્ષા અને ચિકિત્સા વડે, તેની ઉત્પત્તિનું વાજબી કારણ જાણ્યા પછીજ તેને મટાડવાના ખરા ઇલાજો લઈ શકાય છે.

(૧૧૦)

"દુઃખમાં ભાગ લેનાર ભાગીદાર મળ્યાથી દુઃખ વહેંચાયા સરખું થઇ, તેની વેદના પહેલા જેવી અસહ્ય રહેતી નથી." કુમારસંભવમાં પણ એજ આશયથી કહ્યું છે કે, સ્વજન અર્થાત્ પોતીકાં સગાં સંબંધીઓને જોતાંવારને, અન્તઃકરણમાં કેદ થઈ રહેલા દુઃખનો દરવાજો ખુલી જઇ, દુઃખ ઠલવાઈ જાય છે. તાત્પર્ય એ છે કે પોતીકાં માણુસ આપણાં દુઃખનાં ભાગીદાર બનવાથી, આપણાં દુઃખી દીલને દીલાસો મળે છે.

(૧૧૧) (૩;૧૩)

'લક્ષ્મીની કામના રાખનારાને લક્ષ્મી કદાપિ દુર્લભ હોઇ શકે એ બનવા જોગ છે; પરન્તુ જેના ઉપર ખુદ લક્ષ્મીનો પોતાનો પ્યાર છે, તે કદિ લક્ષ્મીને દુર્લભ નથી નીવડતો." કુમાર સંભવમાં પણ એજ આશયને લઈને કહ્યું છે કે, કિંમતી રત્ન કદિ કોઇને શોધવા નીકળી પડતું નથી; તેને પ્રાપ્ત કરવા સારૂજ સર્વ કોઈને ઢુંઢવા નીકળવું પડે છે. મતલબ એ છે કે મહાપુરૂષોને ખુશ કરવા સહુ કોઈને મહેનત કરવી પડે છે. પણ તે જયારે આપો આપ આપણા પર ખુશ જણાય છે, ત્યારે આપણે કૃતકૃત્ય થઇ જઇએ છીએ.

(૧૧૨)

"ઇષ્ટ મનોરથોની સિદ્ધિ હંમેશાં વિઘ્નોથી ભરેલી હોય છે." આપણામાં કહેવત છે કે 'સારા કામમાં સો વિઘ્ન આવે.' સારાં શુભ કામો નિર્વિઘ્ને પસાર થવાં મુશ્કેલ છે. મોટાં કામો વગર અડચણે થતાં નહિ હોવાથી, તેમાં પ્રમાદ સેવાવો ન જોઇએ, પરન્તુ તે ઝટ આટોપી લેવાવાં જોઇએ; અને તેથી એવાં કામ ઝટ કરવા સારૂ 'વીંધ્યું તે મોતી' એમ જાણી મંગલ કાર્યો વગર ઢીલે તાબડતોબ આટોપી લેવાં અને 'ધર્મના કામમાં ઢીલ ન રાખવી.'

## ચતુર્થ અંક

(૧૧૩) (૪;૨)

"ચન્દ્રમા એક તરફ અસ્ત પામવાની તૈયારીમાં છે; બીજી બાજુએ, સૂર્ય પોતાના અરૂણ સારથિને આગળ કરી, ધીમે ધીમે ઉંચે ચઢી રહ્યો છે." બન્ને દિવ્ય તેજસ્વી પદાર્થના એક્કી વખતના અસ્ત અને ઉદય, ચઢતી અને પડતી વડે વિધાતા આ સંસારભરના પ્રાણીમાત્રને ઉપદેશ આપી રહેલ છે કે બધા દિવસ કોઈનાએ બરાબર જતા નથી. કવિ નર્મદાશંકરે પણ લખ્યું છે કે, "ઘડીઘડી તડકો ને છાંયડો ફેરવાએ." મતલબકે કુદરત પોતેજ સુખ-દુઃખનો અર્થાત્ પ્રાણીમાત્રના અસ્ત અને ઉદયનો આપણને અહોનિશ ઉપદેશ આપી રહી છે. રાત્રિના અંધકાર પછી પ્રાતઃકાળનો પ્રકાશ આવે છે. સમુદ્રમાં પણ ભરતી ઓટ થયાં કરે છે. ભર્તૃહરિએ પણ કહ્યું છે કે, કપાઇ ગયા છતાંયે ઝાડ ફરીથી ઉગી શકે છે. ક્ષીણતાને પ્રાપ્ત થવા છતાં પણ ચન્દ્ર ફરીથી વૃદ્ધિ પામી શકે છે. મેઘદૂતમાં એજ આશયનું પ્રતિપાદન કરતાં કહ્યું છે કે સુખ-દુઃખની (ઉદય, અસ્ત) દશા ગાડીનાં પૈડાંની પેઠે તળે ઉપર થયાં કરે છે.

## પંચમ અંક

(૧૧૪) (૫;૨)

"જન્મો જન્મ ટકી રહેનારી પ્રીતિમાં પરસ્પરનો ભાવ સ્થિર અને અચળ રહી, કદી પણ ભુસાઈ જતો

નથી." અહીં કવિ પુનઃર્જન્મના સિદ્ધાન્તનું પ્રતિપાદન કરતાં કહે છે કે ખરા પ્રેમનો કદિએ નાશ થતો નથી. દેહ મરવા છતાં પણ આત્મા અમર રહેતો હોવાથી સાચા સ્નેહનું સંકલ્પબળ સદાને માટે પ્રેમી જોડાને એકજ બનાવી દે છે. મૃત્યુથી પણ ખરી પ્રીતિનો કદિ અન્ત આણી શકાતો નથી. રઘુવંશમાં એજ આશયથી કહ્યું છે કે, બીજા જન્મની પ્રીતિ પણ શુદ્ધ પ્રેમી મન કદિ ભૂલી શકતું નથી.

(૧૧૫) (૫;૭)

"ઉનાળાના કકડતા તાપને પોતાના માથા ઉપર ધારણ કરી, વૃક્ષ પોતાનો આશ્રય લેનારાને છાંયડો કરી આપે છે અને તેના તાપનું નિવારણ કરે છે." મતલબકે સજ્જનનું એતો ભૂષણજ છે કે પોતે કષ્ટ વેઠી, પોતાના આશ્રિતના દુઃખમાત્રને દૂર કરવું.

(૧૧૬) (૫;૧૨)

"ફળ આવ્યા બાદ ઝાડ નીચાં નમે છે, પાણીનાં ભરેલાં વાદળાં નીચાં ઝુકી આવતાં જણાય છે." તેજ પ્રમાણે સંપત્તિ મળ્યે સત્પુરૂષો નમ્રતાવાળા જણાય છે; સાચી વાત તો એજ છે કે પરોપકાર કરવાવાળાનો સ્વભાવજ એવો હોય છે.

(૧૧૭) (૫;૨૮)

"ચન્દ્રમા કેવળ કુમુદિનીનેજ ખીલવે છે, કમલિનીને ફક્ત સૂર્યજ જગાડી શકે છે. જીતેંદ્રિય લોકોની ચિત્તવૃત્તિ હંમેશાં પરસ્રી વિમુખજ રહે છે." ભર્તૃહરિએ એજ મતલબથી કહ્યું છે કે પરસ્રી સંબંધી વાત નીકળતાં મુંગાં બની જવું. શાકુન્તલમાં પણ એજ આશયને લઇને કહ્યું છે કે 'પારકી સ્રીને ધારી ધારીને નીરખવી નહિ'. ક્ષુદ્ર પ્રાણીઓમાં પણ એવી વફાદારી હોય છે કે તેમની પ્રીતિ એકજ પદાર્થના વિષે કાયમને માટે સ્થિર બની રહે છે. 'ચંપક કલિ ભલે હોય સુવાસિત મધુકર નવ લોભાયે' કમળનો ભોગી ભ્રમર કમળને તજી, કદિ સુગંધના ભંડારરૂપ ચંપાના ફુલનો સ્વીકાર કરશે નહિ. ખરો પ્રેમી તો હંમેશાં પોતાનાજ પ્રેમના પાત્રને વફાદાર રહી, પર સ્રી સામું જોશે પણ નહિ.

ષષ્ઠ અંક

(૧૧૮) (૬;૨૮)

"દૂધની સાથે પાણી ભળ્યું હશે તો પાણીવાળો ભાગ કોરે કરી હંસ એકલું દૂધ તેમાંથી પી જશે." ભર્તૃહરિ પણ એજ આશયથી કહે છે કે દૂધ–જળને છુટા પાડવાની હંસની વિલક્ષણ ખુબી કોઇથી દૂર કરી શકાવાની નથી. હંસની પાણીના ભેળવાળા દૂધને છુટા પાડવાની કળા પ્રસિદ્ધ હોવાથી, સર્વત્ર

કહેવત રૂપ થઇ પડયું છે કે હંસક્ષીર ન્યાયે સારાસારનો તફાવત પારખી, સત્ય વસ્તુ ગ્રહણ કરવી અને નઠારી બાબતો પડતી મૂકવી.

(૧૧૯) (૬;૩૧)

"બળતણનાં લાકડાં સંકોરવાથી, તેમાંથી ભડકો ઝટ લઇને નીકળી આવશે; સાપ છંછેડાઇને ફેણ એકદમ ઉંચી કરશે." ખરીવાત તો એ છે કે તેજસ્વી પુરૂષનું તેજ જ્યારે એને કોઈને કોઇ પણ કારણથી ક્ષોભ પ્રાપ્ત થઇ તેનામાં ખરો ખળભળાટ ઉત્પન્ન થાય ત્યારે ઝળકી આવે છે. તાત્પર્ય એ એ છે કે વિપત્તિ, માણસની ખરી કસોટી કરતી હોવાથી તેનુ ખરૂં પરાક્રમ એવેજ પ્રસંગે જણાઈ આવે છે.

સપ્તમ અંક

(૧૨૦) (૭;૨૪)

"આંધળા મનુષ્યપર પુષ્પની માળા ફેંકીશું તો તેને તે સાપ સમજી જરૂર ફેંકી દેશે" અહીં તાત્પર્ય એ છે કે ભ્રમ અગર કુસંસ્કાર વગેરે કારણને લીધે અવિવેકી અજ્ઞાની લોકો ભલાઇને તેના સત્ય સ્વરૂપમાં સમજવાની તસ્દી લીધા વગર બુરાઇ માની તેનાથી દશ ગાઉ દૂર રહે છે.

# સમાપ્ત

## બાલસાહિત્ય પ્રકાશ મંદિર તરફથી પ્રકટ થએલાં પુસ્તકો



---


પ્રકટ કરનારઃ—હીરાલાલ હરિસુખરામ મહેતા

અને દયાશંકર ભાઇશંકર શુક્લ

---

મુદ્રકઃ—મંગળદાસ જેકીશનદાસ ચોકસી

મુદ્રણ સ્થાન— 'ભારત' પ્રી પ્રેસ, સ્ટેશનરોડ, સુરત.

# ઉપયોગી વાંચન

સોનું ખરૂં છે કે ખોટું છે તેનો નિ
તેને દેવતામાં તપાવવાથીજ થઇ શકે છે.

÷ ÷ ÷ ÷

સારાં કામને સારૂં કરેલો શ્રમ સર્વદા સફળજ છે, કદિ પણ તે નકામો જતો નથી.

÷ ÷ ÷ ÷

મનુષ્યના ગુણ બધી જગાએ પોતાનો પગ પે
કરી શકે છે.

÷ ÷ ÷ ÷

વાદળાંની પેઠે સજ્જનોનું એકની પાસેથી કાંઈ [illegible]
થાય છે, તે બીજાને આપવા સારૂજ છે.

÷ ÷ ÷ ÷

ક્ષણમાં સુખ તો ક્ષણમાં દુઃખ એવું પગપગમાં બદલાતું મનુષ્યોનું જીવન છે, અને જો તેનો સારો ઉપયોગ ન થાય તો એવું જીવન નકામું છે.

÷ ÷ ÷ ÷

ખેતરમાં લાગેલી આગ, જોકે ત્યાંની ધરતીને તો બાળે છે, પરંતુ તેજ આગ પછી તેને ફળદ્રુપ અને રસાળ બનાવી, તેની ઉત્પાદક શક્તિમાં ઉમેરો કર્યા વિના રહેતી નથી

÷ ÷ ÷ ÷

વિજયરૂપી લક્ષ્મી વીર પુરૂષનેજ વરે છે.

(આ પુસ્તકમાંનાજ ભાગ છે.)